

૭૮૬

# મૃગોદ્ધાર.

અથવા

## હરણ હરણી સંવાદ.

એટલે

## શુકરવારી બીજનું મહાતમ્ય.


લેખક,

સૈયદ, બાવા સાહેબ અહમદઅલી. ખાકી.

મુ૦ 'પીરાણા.'



પ્રકાશક,

સૈયદ, બાવા સાહેબ અહમદઅલી. ખાકી.

મુ૦ 'પીરાણા.'

કિંમત ૦॥ આના.



૭૮૬

# મૃગોદ્ધાર.

અથવાં

## હરણ હરણી સંવાદ.

એટલે

## શુકરવારી બીજનું મહાત્તમ્ય.

લેખક અને પ્રકાશક,
સૈયદ, બાવા સાહેબ અહમદઅલી. ખાકી.
મુ૦ 'પીરાણા.'

પ્રત ૫૦૦ આવૃત્તી ૧. સં. ૧૯૭૫. સ. ૧૯૧૯.
કિંમત છો આના.

# પ્રસ્તાવના.

૭૮૬

## યા અલીમદદ.

સર્વ સુજ્ઞ પાઠક વિરોને વિજ્ઞતી કરૂં છું કે, આ પુસ્તકમાં સર્વ વૃણુન સત્પંથનાં શુકરવારી બીજનાં વ્રતના મહાતમ્યનો છે. તેમાં ક્રોધનો ફળ, અને ક્રોધ ભૂલથી પણ ઉત્તમ ભકતોને કેવી રીતે ખરાબ કરી નાંખે છે, તેનો ચિત્ર દેખાડેલું છે. તેમજ ભોળપણામાં એક બીજાની કુમક સત્ય ભાવે કરવાથી, ધર્મી પણ ધર્મથી કેમ ગડબડી પડે છે. તેનો આબેહુબ ચિત્ર આપ્યું છે. તે સાથેજ અજાણથી થએલા પાપોનું પ્રાશ્ચિત થયાથી કેવા નસ્ટ થઈ જાએ છે, ને સાચા ભકતો ઉત્તમ ગતીને કેમ પામે છે, તે પણ પુરણ રીતે દેખાડવામાં આવ્યું છે.

તેથી તે સર્વ વાતનો ખુલાશો પ્રસ્તાવનાં દ્વારા થયો હોય તો વાંચક વર્ગને સુગમ થાએ. તેથી તેની લગતી જરૂર પડતી હકીકત ટૂંકમાં પ્રસ્તાવનામાં દોરી છે. નહિ તો આ પુસ્તક ચરિત્રનું વારતારૂપે લખેલું હોવાથી, પ્રસ્તાવનાની ઝાઝી જરૂર હતી નહિ. કેમકે વાર્તાજ પોતાનો ખુલાશો પોતે કરી આપતી આગળ વધે છે. પણ મુળ વિષયોની ઝાખી પ્રસ્તાવનામાં કરવું

ઉચિત્ત ધારીને, સેજ ઇસારો પ્રસ્તાવના નાં લંબાએ તેથી ઉપર કર્યો છે.

આ પુસ્તકમાંની વાર્તાની મુખ્ય નાયીકા હરણી બની પછીથી હરણુ ભાગ લેછે ? ખરૂં જોતા મુળ નાયક પારાધી હોય છે. પણ મૃગ કુટુમ્બનો ઓદ્ધાર પ્રથમ થાએ છે. તેથી પુસ્તકનું નામ 'મૃગોદ્ધાર' અથવા 'હરણુ હરણી સંવાદ' રાખેલો છે. આ વિષયમાં અગત્યની વિશેષતા તો એ છે કે, મૃગો પશુ યોનીમાંજ મુક્ષપણાને પામે છે. તેજ કારણે તે નામ આપવું મને યોગ્ય લાગ્યુ પુસ્તકમાં સર્વ ઠેકાણે શુકરવારી બીજનાં વ્રતનો મહાતમ્ય વૃણવેલો હોવાથી, અર્થરૂપે 'શુકરવારી બીજનું મહાતમ્ય' લખવું ઠીક લાગ્યુ છે. એકંદર રીતે મારી કલ્પનાં શક્તિએ એ નાંમો ગોઠવવામાં મારાથી કાંઇ અતિશયોકતી થઇ હોય એમ હું ધારતો નથી. તેથી પાઠક ગણ પણ તે પ્રમાણે માન્ય કરશે, એવી આશા છે.

અન્ય પુસ્તકોની પેઠે પ્રસ્તાનનાનો વિસ્તાર વધી નાં જાએ તેથી, મેં ટુંકમાં સમજણ પડે તેવી યુક્તીએ સેજ સમજ આપી પ્રસ્તાવનાં ટુંકમાજ પતાવી લીધી છે. જેથી વાંચકોનો અમુલ્ય અવશર નહિ રોકાયે વળી અરજ કરૂં છું કે, આ લેખમાં રહેલી ભૂલોની દરગુજર કરી માફી આપશો, તેમ ભૂલને સુધારી વાંચી મને તે વિષેની ખબર આપશો કે, ફરી ભૂલ બીજી આવૃતીમાં સુધરે. તેવા પુન્ય ભાગ લેવા ઉમંગી થાશો હાલ એજ.

સંવત ૧૯૭૫ નાં પોસ સુદી ૧૨ ને
વાર મંગળ, મકરશકાંતનાં દિવસે.

લી૦ સુભેચ્છક,
'ખાકી.'

# યા અલીમદદ.

# અનુક્રમણિકા.

### છુટક પદો.

# અર્પણ પત્રિકા.

## ૭૮૬
## યા અલીમદદ.

પરમ પૂજય દીન બન્ધુ દેવ, આદિ અનાદિ ભક્ત ઓદ્ધારક શ્રીઇમામ ગુરુરૂપે નર નાથ શ્રી સૈયદ પીર ઇમામ શમ્સ તબ્રેઝી સાહેબની પવિત્ર આત્માની સેવામાં આ લઘુ લેખ અર્પણ કરવા આશા ધારી હાજર થાઉં છું, તે શેવા સ્વિકારવા કૃપાવત્ત થશો.

આપનાં અથાગ પવિત્ર ગુણો જગ જાહેર છે. આપે જગ્ત ઉપર મહાન ઉપકારો કરી સકળ જગતને આપની રૂણી કરી મૂકેલ છે. આપે અનેક કષ્ટો સહી સત્પંથનો ઓદ્ધાર પૂરણ રીતે કર્યો છે. સત્પંથ આપનાંજ પુન્ય પ્રતાપે યશસ્વી નિવડયો છે. આ દાસને પણ આપેજ આ કામમાં પ્રેરી પુરણ મદતે આ ગ્રંથ દોરાવ્યો છે, તેથી તે આપનીજ કૃપા પ્રસાદી હોવાથી આપનીજ સેવામાં અર્પણ કરવું યોગ્ય ધાર્યું છે. એટલે આપનું આપનેજ અર્પ્યું। તેમાં સેવકનો સેવા ભાવ શાન્ત થાયે છે. અને આપ સઘનાં દયાળુ છોજ, તેથી સેવકનાં અપરાધ સામું ન જોતાં સેવામાં સ્વિકારશો, એવી આશા શાન્ત થાયે છે. એવી બુદ્ધ પણ મારી આપની દયા, ને પ્રેરણાનાં પ્રતાપેજ થઈ છે. એજ અરજ.

લી० આપના ચરણ કમળની સેવાનો ઉમ્મેદવાર,

'ખાકી' આપની વૈંશમાં જન્મેલો દાસ.

સૈયદ બાવાસાહેબ અહમદઅલી ના હેજંદા સ્વિકારશો.

૭૮૬

યા અલીમદદ.

# મૃગોદ્ધાર.

## મંગળાચરણ.

રાગ સામેરી. સાખીની ચલતી.

પ્રથમ નમુ ગુરૂ દેવને, સત્ય સહાયક જેહ;
નર નાથને ઓળખાવિયા, જે આદ નિરંજન તેહ. ૧
અનંત ગુણી નર નાથજી, નિરંજંન રૂપે નુર;
અરબ દેશે આવીયા, શોળ કળા ભરપુર. ૨
ગુણ અગણિતે એ ભર્યા, કહેતાં નાવે પાર;
સહાયકારી ત્રિભોવન ધણી, છું શરણે કિર્તાર. ૩
જગ્ત સુખ ઉપજાવવા, કરવા શાન્તીનું રાજ;

પ્રગટયા બ્રહ્મશિરોમણી, નબીમહુમ્મદ મહારાજ. ૪
કળી વારે બ્રહ્મ રૂપમાં, સત્ય પ્રચારક રાયે;
કૃપા કરો કરૂણાનિધી, ગ્રંથ તો પુરણ થાએ. ૫
જ્ઞાનબળ નહિ મુજમાં, તુજ કૃપાની આશ;
આપ સહાયે આદર્યું, હવે રૂપ કરો પ્રકાશ. ૬
પિંગળ પાઠ નથી જાણતો, એક જાણું તમ નામ;
તે આધારે આદર્યું, તમે સારો મારાં કામ. ૭
જગ્ તારણ છો જાગતા, દુર્જન દેશે આળ;
મદદ કરોને માવજી, ટાળો આળ પંપાળ. ૮
કઠણ આ કળીકાળમાં, નબીમહુમ્મદનાં વીર;
સત્પંથને સર્જાવવા, દેવા ધારી ધીર. ૯
પ્રેમે પોતે પ્રગટયા, નબીની કરવા સહાય;
જુગે જુગે જાહેર હતા, જુગપતી જગરાએ. ૧૦
અલી નામ આનંદ ભર્યું, આ અંસર મહારાજ;
ટાણે ટાણે ત્રુઠીયા, સૌ નબિનાં સાર્યા કાજ. ૧૧
આદ અંત્ત લગી એક છો, એક અનેક રૂપે નુર;
અજ્ઞાની જે આંધળા, તે સૌ પડીયા દૂર. ૧૨
શરણે પડયો હું તમ તણે, રાખો મારી લાજ;
કઠણ વેળાનાં કાળમાં, બાંહે ગ્રહો મહારાજ. ૧૩
નબી નુર આલે રહ્યું, અલી આલે ભરપુર;
તે રૂપે શમ્મસ શોભીયા, પીર ઈમામ હજુર. ૧૪

ભારથ ભોમ ભરી શાન્તિએ, બેઉ કળાનાં ધીર;
સત્યનો સૂર્ય જગમગ્યો, મુલ્તાન વાશી પીર. ૧૫
બાળ જીવાડયો રાયનો, સૂર્ય ઉતાર્યો ભોમ;
કર્યા ઉપકાર જગ ઉપરે, સત્યના સાચા સોમ. ૧૬
ચોવીસ મુલકમાં રમત કરી, સત્પંથ પ્રચારક નાથ;
ચીણુ મહા ચીણે પરવર્યા, ભક્તના ઝાલ્યા હાથ. ૧૭
જગત ઓશિંગળ તાહેરી, કર્યા અનેક ઉપકાર;
કામ કર્યા સોમી વિષે, કહેતાં ના આવે પાર. ૧૮
એક કથા તે માહેલી, કહેવા ધરીયુ હેત;
સહાય કરો શ્રી નાથજી, બળ બુદ્ધી તું દેત. ૧૯
વિન્તી સુણજો સ્યામજી, ખાકી છે તુજ દાસ,
સહાય થાજો સમ્રથ ધણી, પૂરો મારી આશ. ૨૦
નુરઅલી તે નરહરી, મહમ્મદશાહ દાતાર;
ગુજા દેશ શોભાવીયો, સત્પંથનાં સરદાર. ૨૧
ભલી ભોમ કુંવારકા, ભલો મળ્યો સંજોગ;
અંત અંશાર ઓળખાવીયો, ટાળ્યા વ્યાધી રોગ. ૨૨
અજ્ઞાન દ્વિતનું ટાળીને, આપ્યું અદ્વિત નુર;
સુખ સરિતાઓ ત્યાં વહી, વ્યાપ્યો આનંદ ઉર. ૨૩
પીર ઇમામશાહ પ્રેમથી, પાવન કરવા દેશ;
ભેદ ભરમનો ભાંગવા, આપતા સુદ્ધ ઉપદેશ. ૨૪
પીરાણે આપં પધારીયા, કરીયા ઉત્તમ કામ;
હિન્દુ મુસ્લમાં ભેદનો, ફોડી દીધો ઠામ. ૨૫

સહાય થજો ત્રિભોવન ધણી, વિઘ્ન હમારા ટાલ;
આ ગ્રંથને ગુંથાવજો, પુષ્પ તણી જેમ માળ. ૨૬
ઈમામશાહ ઘેર અવતર્યા, મહમ્મદશાહ દાતાર;
શાહબોદ્દીન તે ત્યાં થયા. શ્રી શાહેજી સરદાર. ૨૭
તેમના પુત્ર જલાલશાહ, આપ ઇમામનું નુર;
પુત્ર તેમના મુર્તુજા, પોતે શાહ હજુર. ૨૮
કાર્ય કર્યા સેવક તણા, કરૂણાનાં કરનાર;
દયાનિધી દાતારજી, સતિયાનાં સરદાર. ૨૯
તેમના પુત્ર પરમારથી, પ્રગટયા સત્ય સરૂપ;
નર રૂપે નર નાથજી, આધિન કરિયા ભૂપ. ૩૦
વેરાટમાં વાસો કર્યો, અશરફશાહને નામ;
દિલ્હીમાં કરવા ગયા, સત્પંથનાં એ કામ. ૩૧
રાજ્ય ઓરંગઝેબમાં, તેજ સમય તે ઠામ;
તેડયા હતા ત્યાં શાહને, પરછા લેવા કામ. ૩૨
અગ્ની ત્યાં સળગાવીને, તવો તપાવ્યો ત્યાંએ;
તેપર ઉભા રાખીયા, શ્રી શાહેજીને જ્યાંએ. ૩૩
પરિક્ષા ત્યાં પૂરણ કરી, દયા કરી દાતાર;
અગ્ની આપ આધીનમાં, દાખવી તેણી વાર. ૩૪
સહાય કરી સત્પંથની, દયાવંતા નરનાથ,
પ્રગટ નુર પોતે કર્યું, શાહરૂપે સાક્ષાત. ૩૫
ઉપકાર અનેક આપે કર્યા કહેતાં નાવે પાર;
ખાકી સેવક આપનો, કરજો મારી સાર. ૩૬

આપ કુળે એ અવતર્યો, વંશ આપની માંએ;
સેવા કરતો પ્રેમથી, આનન્દ અંગનાં માએ. ૩૭
સેવક જાણુજો આપનો, બાકી મન ઉમંગ;
દયા કરી દીનાનાથજી, પુરણ કરજો ગ્રંથ. ૩૮
આપ નામેથી આદર્યુ, લખવા મહાતમ્ય બીજ;
શુક્રવારી વ્રતનું, આણી મન પતીજ. ૩૯

---

## કથા પ્રારંભ.

---

### રાગ ચોપાઇ.

દક્ષ ગુજરાત પાટણ ગામ, રાય સિદ્ધરાજ જયસિંહ નામ. ૧
કરે રાજ અતી રૂડી પેર, અતી આનંદ એને ઘેર. ૨
ઓચ્છવ મંગળ ત્યાં વરતાએ, ગુણ તેનાં ગુણીજન ગાએ. ૩
હય અશ્વ અતી અપાર, રથ જોડાનું નાંહી સુમાર. ૪
ગ્રથે ભંડારો છે ભરપૂર, રૂપે શોભે જેમ ઉગ્યો હોય સૂર. ૫
સૈન્ય જોદ્ધા અતી અપાર, શૂરા મહારથી રથી કે [illegible] ૬
અતીરથી જોદ્ધા ઘણા, જેનાં બળની નાંહી મણા. ૭
સ્વાર પ્યાદાનો નાંહી લેખ, ઉત્તમ બળમાં એકથી એક. ૮
પોતે બળ વીર ગુણ ગંભીર, જાણે શોભે ભીમ સધીર. ૯
બાણાવળી હોય અર્જુન, એથી એમાં નહિ જરા ન્યુન. ૧૦
શોભે કાન્તીએ ઇન્દ્ર સમાન, કરણવીર સમોવડ દાન. ૧૧

ન્યાયે ધર્મ સમો નૃપ એહ, પ્રજાપાલક પોતે જેહ. ૧૨
રાજ્ય રૂડું અતી વિશાળ, રાખે રૂડી રીતે સંભાળ. ૧૩
રાજ નગ્રહ પાટણ નામ, જાણે ઇંદ્રપુરી સમ ધામ. ૧૪
રૈયત સર્વ આનન્દે રહે, આઠે પોહોર ઉમંગમાં વહે. ૧૫
ચોર કંગાલને વાટ પાડુ, દિન રાત જે પાડતા ધાડુ. ૧૬
ભમતા ભામટા ને ભીખારી, હતા ફાંસીયા જે વેશ ધારી. ૧૭
મારી સર્વનો ફેડયો ઠામ, રહેવા દીધું નહિ કાંઈ નામ. ૧૮
અહોનીશ તે ઘરનાં દ્વાર, કોઈ વાશે નહિ નર નાર. ૧૯
મૂકી ઉઘાડા નિચિંત્તા સૂએ, પણ સામુ તે કોઈ ન જૂએ. ૨૦
રાજ નગ્રહ અતી વિશાળ, કોટે કાંગરા હોય દિપમાળ. ૨૧
દેવમંદિર દીશે ઘણા, પાઠશાળાની નાંહી મણા. ૨૨
કશરતશાળા ને હયશાળા, અશ્વશાળા ને છે ગૌશાળા. ૨૩
હુન્નરશાળા ને પાકશાળા, વૈદ્યશાળા ને છે વેદશાળા. ૨૪
કન્યાશાળા દીશે તે ઠામ, એમ શાળા શોભે ઘણે નામ. ૨૫
ન્યાયમંદિર છે દેવધામ, અન્યાય અધરમનું નાહી નામ. ૨૬
એવા સુખનાં સાધનો ઘણાં, તેમાં કાંઈ દીશે નાંહી મણા. ૨૭
કુવા વાવ તળાવો અપાર, દવાખાના ને છે ધર્મશાળ. ૨૮
પુષ્પ વાટિકાઓ દીશે ઘણી, આનંદ પામે પ્રજા પોતાતણી. ૨૯
નગ્ર દ્વારે સરસ્વતી વહે, તે શોભા અનુપમ લહે. ૩૦
પ્રજા વશે તે વર્ણ અઢાર, તેની શંખ્યાનો નાવે પાર. ૩૧
બ્રાહ્મણ ક્ષત્રી ને વૈશ્ય સુથાર, તેલી તંબોળી વણિક અપાર. ૩૨

ઘાંચી મોચીને કોળી કુંભાર, સઇ શાળવી ધોબી અપાર. ૩૩
કણબી કાછીયા ને કલાલ, સાટુ સોદાગર ને દલાલ. ૩૪
વણકર વછિયાત ને સોનાર, પારેખ દોસી સંચારા અપાર. ૩૫
ખત્રી છીપા ને છે રંગારી, વસ્તી ખેડુતની દીશે ભારી. ૩૬
ઢેડ મેઘવાળ ને ચમાર, ગરવા ગોરજી દીશે અપાર. ૩૭
લહિયા ચિતારા ત્યાં રહે ઘણા, લુહાર લુહાણાની નાહી મણા. ૩૮
ત્યાં વાઘરી રેહે ને શિકારી, વશે વાશ ગુણિકાનાં ભારી. ૩૯
ગંધ્રપ ભાંડ બારોટ ને ભાટ, વાઘેર મીરાસી રહે જાટ. ૪૦
આહેર ભરવાડ ને રબારી, સારા સલાટ ને રહે માલી. ૪૧
ભોઇ ભીલને દીશે નટ, રહે બજાણીયા નટખટ. ૪૨
વણઝારા ચુનારા અપાર, ભોંયસુધા ધુળધોયા સાર. ૪૩
જોશી ફોશીને ચારણ લોક, સેનવા તિરગરનાં છે થોક. ૪૪
ભંગી લવારીયા રહે ઘણા, ત્યાં ઘર છે સીધી તણા. ૪૫
ઠાકર કાઠીને વાળંદ સાર, અતિત્ત વૈરાગી રહે છે અપાર. ૪૬
એવી અનેક વરણ ત્યાં વષે, શોક લંકેશ દીશેન કશે. ૪૭
ઘણા પંથ ધરમનાં સાર, બાર મેહેરનાં દીશે લગાર. ૪૮
સત્પંથ ધરમનો નેક, તે તો દિપાવે સત્યને છેક. ૪૯
વિષ્ણુ ધર્મિને શીવ્ય હોય, ઈસ્લામીને જૈનજ જોય. ૫૦
બ્રહ્મ ઉપાશીને બૌદ્ધ ધર્મિ, શાસ્ત્ર શાંખે કરમ કરે કર્મિ. ૫૧
શંકર મતનો ધ્વજ ફરફરે, રામાનંદી ઉલ્લાશજ કરે. ૫૨
નૃસિંહ ધર્મ પાળે છે જન્ન, કોઇ કેનું નાં દુખવે મન્ન. ૫૩
એવા ધર્મિ પ્રકારનાં બહુ, હળીમળી રહે છે સહુ. ૫૪

રાજા ન્યાયી પ્રજા સુખી, કોઈ જન ત્યાં દીશે ન દુઃખી. ૫૫
મન ગમતાં વર્ષે વર્ષાદ, ફૂળે ભોમે ભાર અઢાર. ૫૬
ચોર ધૂતારા ત્રાશી મરે, જ્યાં આણુ રાજાની ફરે. ૫૭
વેદકુરાન ભણાયે તહાં, સકળ શાસ્ત્ર શિખાયે છે જહાં. ૫૮
ગીતા ગાયંત્રી પુરાણુ અઢાર, ભણે લોક ત્યાં અપરંમપાર. ૫૯
શોભા અનેક એ નગ્રતણી, જાણે રચ્ના છે સ્વર્ગજ તણી. ૬૦
પ્રજા સર્વ કરે છે કલોલ, વાજે વાજિંત્ર શરણાઈ ઢોલ. ૬૧
તાલ પખાવજ મૃદંગ, સાથે સારંગી સીતાર ચંગ. ૬૨
તબલા ઝાંઝને વાગે ભેર, નોબત નગરાની અતી લહેર. ૬૩
ભુંગળ શીંગીનો રણુકાર, તુરાઈ પીપુડીનો ભણુકાર. ૬૪
બીન મોરચંગે આનંદ, રણુતુરથી લાગે રંગ. ૬૫
રાગ છત્રીસ સુર તાલવે, મીઠી વાણી મૂખે બોલવે. ૬૬
બત્રીશ કળા તણુા ગુણુ જાણુ, એક બીજાથી અધિક પ્રમાણુ. ૬૭
નગરવાશી અપરંમપાર, કહું કથા નાં આવે પાર. ૬૮
આયુદ્ધ સકળ શરીરે ધરે, ચડી રણે પગ પાછો નાં ભરે. ૬૯
વસ્ત્ર ધરે અંગે શોભતા, વિદ્યા વાણીયે ઓપતા. ૭૦
દીશે ભામનિ રૂપ અપાર, જેના રૂપ તણો નહિ પાર. ૭૧
શોભે સ્વર્ગ તણી અપ્છરા, થાએ પાવન જેથી ધરા. ૭૨
કણે કુલ કુકુમમસ્તગે, ચંદ્ર વદનીકમળ દળ અંગે. ૭૩
વેણુ વાશુકી શુક નાસીકા, રતચક્ષુ ચપળ મક્ષિકા. ૭૪
અબીર ગુલાલ અંગે ધરે, સણુગાર તે સોળે કરે. ૭૫

અંતર ખુસ્બોઈ વિધવિધ રંગ, કેશર કસ્તુરી અરચે અંગ. ૭૬
કોટે એકાવળ નવસર હાર, પાએ ઝાંઝર તણો ઝમકાર. ૭૭
કાંકણુ ચુડી મુદ્રિકાવડી, હિરા રત્ન પદારથે જડી. ૭૮
વસ્ત્ર અમુલ્ય અભુક્ષણુ સાર, હાર હિરે જડયા અપાર. ૭૯
શોભે જોગેસર સાધુ બહુ, તેની કથા તે કેટલી કહું. ૮૦
એવ્યા પુન્યવંત્તા નર વશે, તેના દર્શને પાપજ ખશે. ૮૧

## પૂર્વ ભવ વિસ્તાર.

### રાગ ધનાશ્રી.

ઈન્દ્રપુરી સમ શોભતું, તેજ નગ્રહ મોઝાર;
પુરણુ ભક્ત વાસો વસે, માઝન જાત સોનાર. ૧
આત્મારામ એ નામ છે, સ્રી સંતોક બાઇ;
બે પુત્ર તો તેને હતા, સત્યદેવ સોમા ભાઈ. ૨
વળી હતી બીજી ભારજા, રોહુણી જેનુ નામ;
સત્પંથી એ સૌ હતા, પવિત્ર ગુણુ નિંતી ધામ. ૩
હતા સત્પંથી નગ્રમાં, અનેક નરને નાર;
એ ભકત શિરોમણી એકલો, નાવે ગુણુનો પાર. ૪
વખત વેળા નવ ચુકતો, પાળતો ક્રિયા સર્વ;
નમણી ખમણી અતી ઘણી, જરા ન ધરતો ગર્વ. ૫
દશો દાન નવ ચુકતો, મૂકતો નહિ હરી નામ;

દયા ક્ષમાએ દીપતો, સદ્દગુણ તણો એ ધામ. ૬
આઠ પોહોર રટણ એહનું, પીરશાહ પીરશાહ સાર;
મધરાતનો વ્યવહારિયો, ગત મેળે એક તાર. ૭
પિયુ પ્રસાદે પત્નિયો, ધ્યાને ધર્મ સધીર;
લક્ષ્મી સર્વની શાહ શું, સત્ગોર સાચા પીર. ૮
પરમારથમાં આગળા, પરદુઃખ જાણણહાર;
ભક્તિ ભાવનાં લોભીયા, સકળ કુટુમ્બ એક તાર. ૯
ધર્મ પામ્યા એ પ્રેમથી, સલ્લાહોદ્દીનને હાથ;
પ્રેમે પાળે ધરમને, સેવે નકલંક નાથ. ૧૦
ભક્ત ભોવન સોહામણું, નગર દ્વારની પાસ;
ધર્મશાળા પણ ત્યાં હતી હતી સત્પંથી ખાસ. ૧૧
સેવા કરે આનન્દથી, ભક્ત ધરીને પ્રેમ;
અભ્યાગતની સેવના, હતો ભક્તનો નેમ. ૧૨
ઘણા દિવસ કરી સેવના, સત્યે સુદ્ધ પતિયાર;
અખંડ પ્રેમ મન જાળવી, રેહતા સદા હુંશિયાર. ૧૩
મુખી હતા તે જાગના, ગુણ દેવ રૂડે નામ,
દ્રિજ કુળે ગુણે દીપતા, ઉજ્વળ ઉત્તમ કામ. ૧૪
પરીવાર મુખીનો ઘણો, પુત્ર બે પુત્રી દોય;
માતા પિતા બન્ને હતા, એમ જાણ અષ્ટજ હોય. ૧૫
મુખીપણાને શોભતા, કરતા રૂડી સેવ;
ક્રિયા આચારે ઓપતા, પ્રતક્ષ સાચા દેવ. ૧૬

દયાવંતા મુખી અતી ઘણા, સત્ય શિળ સંતોષ;
જ્ઞાન ગુણે ગંભિરતા, ઉપદેશ પામતા લોક. ૧૭
દેવ સેવા કરે પ્રેમથી, પૂરી ક્રિયાએ સાર;
માન બડાઈ નવ ધરે, સદગુણુમાં સરદાર. ૧૮
સત્પંથના સેવક જેટલા. રહે સર્વે આધીન;
જ્ઞાન ગોઠ કરાવતા, એ ગુરૂ પ્રેમમાં લીન. ૧૯
એમ કરતાં કંઈ દિન ગયા, વર્તાતો આનંદ;
અતિત અભ્યાગત સંતોષતા, ઉમંગ ધરીને મન. ૨૦
ભક્ત ભોળા સ્વભાવનાં, મુખી વચનમાં પ્રેમ;
જોગ વિજોગનાં જાળવે, ધાર્યું કરવાનો નેમ. ૨૧
હઠ લીધી મૂકે નહિ, પણ મનમાં નાંહીં ગર્વ;
સરળ ભાવે ઝાલી રહે, સમજાવે કદી સર્વ. ૨૨
સર્વ ગુણમાં મુખી શોભતા, પણ ક્રોધમાં ઝાકમ ઝોળ;
જરા જરામાં સડબડે, વાળી નાંખતા રોળ. ૨૩
સત્પંથ સેવે પ્રેમશું, સત્ગોર ઉપર પ્રેમ;
સત્ય નિષ્ટાએ સાચવે, સત્યનાં સર્વે નેમ. ૨૪
સત્ગોર શિખ દેઈ ગયા, સર્વ ગતને એક સાર;
પણ બે અવગુણ બેમાં રહ્યા, તેનો કહું વિચાર. ૨૫
બીજ શુકરવારી આવતી, બાર પોહોરનું વ્રત;
ગત પાળે સૌ એકમનાં, કરે સુક્રિતે કૃત. ૨૬
સર્વ દિવસ મુખીએ કદી, કર્તા નહિ વિષવાદ;
પણ વ્રતનાં દિવસમાં, રોકી નાં શકતા નાદ. ૨૭

પૂર્વ પુન્યની ખામીએ, રહ્યા અવગુણ એ માંહે;
ટળાવવા તે પધારીયા, ભક્તની ઝાલવા બાંહે. ૨૮
નુર સતગોરજી આવીયા, પુનઃ પાટણ મોઝાર,
લિલા કરી ત્યાં અવનવિ, કહું તેનો વિસ્તાર. ૨૯
ભક્ત બિરદને પાળવા, કરવા આપ સમાન;
ત્રિલોકી નાથે લિલા કરી, સુણજો ધરીને ધ્યાન. ૩૦
માસ શ્રાવણનો તે હતો, હતી શુકરવારી બીજ;
તે દિવસે પધારીયા, ભક્તની ટાળવા ખીજ. ૩૧

## અધોગતિનું મૂળ.

### રાગ ચોપાઈ ચલતીમાં.

આવ્યા સાંજ સમે ગુણ ધામ, જેનું પીર સલાહોદીન નામ. ૧
કરવા આવ્યા સેવકનાં કામ, રૂડું દિપાવ્યું પાટણ ધામ. ૨
ધર્મશાળા માંહે પરવરિયા, પવિત્ર ચરણ ગાદીએ ધરિયા. ૩
ભક્ત મુખીને તેડયા ત્યાંએ, મારે ખાવા જોઇએ અન્ન આંયે. ૪
મુખી આવી નમાવ્યો શીશ, ભલે પધારિયા જુગદીશ. ૫
સ્વામી વ્રત આજ શુકરનો હોય, સતપંથી નાં ખાવે કોએ. ૬
આપ બોધ કરીને ગયા, તેવા વ્રત હમારા થયા. ૭
આજ આવું બોલ્યા આપ કેમ, કેવું ધર્મનું આપનું નેમ. ૮
ત્યારે ગુરુજી બોલ્યા મુખી સાથ, તમે સાંભળો મારી વાત. ૯

વ્રત ધર્મનાં કહિયે જેહ, વિધી યુક્ત તે પાળવા એહ. ૧૦
જોગ સંજોગનું ધરવું ભાન, ધરવી હઠુનાં રાખો જ્ઞાન. ૧૧
જ્યારે પ્રયાણકે પંથજ હોયે, જેથી કષ્ટ વાધે અંગે સોયે. ૧૨
એવે સમે પોષવું અંગ, નથી તમોને તે કાંઇ ઢંગ. ૧૩
જ્ઞાન ગોતીને પાળો ધર્મ, મનશા વાચાને વળી કર્મ. ૧૪
મુખી મુંઢપણુ નવ શોભે, વળી ભરેલ દીશે તું ક્રોધ. ૧૫
વેણુ મુખથી ગુરુનાં સુણી, રીશ વ્યાપી મુખીને ઘણી. ૧૬
જાણ્યું ગતમાં થયું અપમાન, તેથી ખોયું મુખીયે ભાન. ૧૭
રીશે રાતામાતા થયા નેન, નિસર્યાં અગ્નિ સમ વેણ. ૧૮
મારૂં ગત્ત વચ્ચે કર્યું અપમાન, નથી તમને સુદ્ધ કે સાન. ૧૯
વ્રત વંતાકને ખાવું માંગો, આમ અપમાન કરતા ન લાજો. ૨૦
મમ સમ બીજો છે કોણ, તમ દ્રષ્ટાએ આવે છે જોણ. ૨૧
એવું બોલી રીશાઇ ગયા, ત્યાં ગુરુજી અનમના રહ્યા. ૨૨
મુખી સંગે કુટુમ્બ સર્વ ગયું, તેનું પાપ તે માથે રહ્યું. ૨૩
વળી ભક્તને તેડયા ભગવાન, માગ્યું ખાવાને આપો ધાન. ૨૪
ભક્ત મુખીને વાદે વાહ્યા, ભોળપણામાં છાના રહ્યા. ૨૫
જ્યારે બીજી વારે ગુરુ બોલ્યા, ધારી ભક્તનાં પરદા ખોલ્યા. ૨૬
કેમ અનમના ઉભા છો ભાઇ, લાવો ખાવાનું તે ઘેર જાઇ. ૨૭
ત્યારે ભક્ત બોલ્યા છે વેણ, દેવા લાગ્યા ગુરુને મેણ. ૨૮
આપ ગુરુ થઇ આવું કરશો, હમને ધર્મમાં કેવા ધરશો. ૨૯
નવ શોભે એવું મહારાજ, આપ રાખો સેવકની લાજ. ૩૦
અપમાન મુખીનું ન થાએ, એની લાજ લોકોમાં જાએ. ૩૧

મુખીને ન મનાવો મહારાજ, ત્યાં લગી થાએ નહિ એ કાજ. ૩૨
ભક્ત ભોળપણુમાં ડુલ્યા, એતો મુખીને વાદે ભૂલ્યા. ૩૩
બોલી ભક્ત પણુ ત્યાંથી ગયા, કુટુમ્બ સગલા સાથે વહ્યા. ૩૪
બન્નેનાં કુટુમ્બીજન્ન, કોઇએ કાંઇ ધર્યું નહિ મન્ન. ૩૫
નતો વાર્યા કે શીખ દીધી, તે પાપની ગાંસડી લીધી. ૩૬
અન્ય શિષ્ય આવી સંચરિયા, નામી શિશ ગુરૂચરણે ધરીયા. ૩૭
પ્રેમ કરી પોષ્યા ભગવાન, લાવ્યા મેવા મિઠાઈ પાન. ૩૮
કેટલા દિવસ રહ્યા ગુરુ સહી, તોએ બન્ને નાં આવ્યા તહી. ૩૯
અંતે ગુરુજી ગયા અન્યદેશ, કરતા પૃથ્વી તણો પ્રવેશ. ૪૦
પછી મુખીને સુદ્ધ લાગી, સત્પંથની સેવા જાગી. ૪૧
એમ પુન્ય ઉદય જ્યારે પામ્યા, અતી પસ્તાવામાં જામ્યા. ૪૨
એવે ભક્તને આવ્યું ભાન, રોઈ રોઇ ધરે છે ધ્યાન. ૪૩
બન્ને મળી પસ્તાવે પડીયા, જઈ સત્પંથ સેવાએ અડિયા. ૪૪
ગઈ બાજી હવે કેમ થાશે, શિર પાપ ચડયું કેમ જાશે. ૪૫
એવા કરી વિલાપને રૂએ, પછી દર્શન કયાંથી જૂએ. ૪૬
ખોઈ બાજી પોતાને હાથ, નવ સેવ્યા ત્રીભોવન નાથ. ૪૭
અવસર એ હાથમાં આવ્યો, મુર્ખ ભાવે ખોઇ ગુમાવ્યો. ૪૮
ઉત્તમ જોગ મળ્યો હતો કેવો, ઉત્તમ દિવસે અમ્મર મેવો. ૪૯
પૂર્વ પાપ નડયા અતી ભારી, આવી બુદ્ધી તેથી નઠારી. ૫૦
વેણુ માન્યા નહિ તે તણા, આપણુ ડાહ્યા થયા એથી ઘણા. ૫૧
કરતા પસ્તાવો વીસરી વાત, પણુ સેવા કરે દીન રાત. ૫૨
ઘણા વરસ આયુષ્ય ના ગાળી, ત્યાં ટુટી જીવનની ડાળી. ૫૩

બન્ને મરણુને શરણે થયા, થોડા વરસને અંતરે ગયા. ૫૪
તેમ કુટુમ્બ તેમનો સાર, હતો બન્ને તણો પરવાર. ૫૫
તે પણુ અંત્તરે અંત્તરે ગયો, મનુષ્ય દેહીથી છુટો થયો. ૫૬
પરવાર પાછળ રહ્યો ઘણો, તેતો મુખીને ભક્તજ તણો. ૫૭
ગુરુ સનમુખ હુતા તે જેહ, થયા મરણુને શરણે તેહ. ૫૮
તે પણુ ઘણા વરસની આંટે, એક એક વહ્યા એ વાટે. ૫૯

---

## કર્મનું ફળ.

---

### રાગ સાખી.

નગ્ર કાશમીર રળિયામણું, ઉત્તમ વસ્તી અપાર;
અઢારે વણુ વાસો વસે, કહું તેનો વિસ્તાર. ૧
રાજકુળ હજાર છે, બ્રાહ્મણુ સહસ્ર ત્રીસ;
અઢાર હજાર વેહુવારીયા, ક્ષત્રી સહસ્ર બત્રીસ. ૨
બાર હજાર ઘર સોનીનાં, રંગારી સહસ્ર ચાર;
સહસ્ર પાંચ ઘર સાલવી, છીપા સહસ્ર બાર. ૩
કાયથ ઘર હજાર સાત, વણુઝારા સહસ્ર પચાસ;
ગંધરફ પરિયટ હજાર દશ, ભોજક ભાટ પચાસ. ૪
નકશીને સિલ્પી ઘણા, લવાર સુથારને જાટ;
સાંઢા સંચારા સાળવી, ઘણા ધોબીનાં ઘાટ. ૫

પ્રજા વશે અતી પ્રેમથી, શી કહુ તેની પેર;
આનન્દ મંગળ અતી ઘણા, વર્તે લિલા લ્હેર. ૬
એક પારાધી ત્યાં વશે, પુરંધર તેનું નામ;
એક બાળક ત્યાં અવતર્યો, અતી રૂપ ગુણ ધામ. ૭
પુરંધરનાં વૃદ્ધ કાળમાં, પુત્રની ભાંગી ભૂખ;
અવતાર તેનો સફળ થયો, ટળિયા સર્વે દુઃખ. ૮
પુત્ર નામ ગુણસિંહ ધર્યું, પાળ્યો પુરણ પેર;
યુવાનીમાં પરણાવિયો, યુવતી લાવ્યો ઘેર. ૯
પુત્ર પનોતો પુત્ર થયો, પુરંધર હર્ષ ના માએ;
બે પુત્ર ને બે પુત્રીયો, પણ અન્ન વિના શું ખાએ. ૧૦
પારાધી પોતે હતો, વળી પુત્રને કર્યો પ્રવીણ;
નિત્ય શિકારે નિશરે, જીવ મારે અવીણ. ૧૧

---

## પૂર્વનાં સંચિત.

---

### રાગ ચોપાઇ ચાલનો.

ગુણસિંહને પડી છે ખોટ, અન્ન વિનાની દ્દોટમ દોટ. ૧
છે બાળક નાના ચાર, માથે માતપિતાનો ભાર. ૨
હતી સત્યવંતી ઘર નાર, માણુસ આઠ તણો પરવાર. ૩
નિત ઉઠીને શીકાર કરે, મારી જીવને પેટજ ભરે. ૪

---

# વ્રતની શરૂઆત.

એનો જન્મારો એ રીતે ગયો, દિવસ બીજ શુકરનો થયો. ૫
વાયુ માસ વૈશાખનો વાયો, ગુરૂવારનો પડવો કાઢ્યો. ૬
તેણે દન ખાવાનું નાંહિ, ફર્યો ગામ મળ્યું નહિ કાંઈ. ૭
ભૂખ્યો ભૂખ્યો ગયો વનસાર, તેનો કોઇ ન જાણે પાર. ૮
પારાધી તે વનમાં જાએ, લીધુ ધનુષ્ય બાણુ ચડાયે. ૯
પશુ ઝાલવાને લીધી જાલ, મૃગ મોહાસ્ત્ર ને ઘંટાલ. ૧૦
કાતી ફર્સી લીધી પરચંડ, પાએ પાવડી કરમાં ડંડ. ૧૧
માંડી જાલને નાખી પાસ, જાણે પુરી કરૂ મન આશ. ૧૨
દીસે વન અતી વિશાળ, તેનો કોઇ ન લંઘે પાર. ૧૩
બીલી બાવલ કોઠી ઝાડ, અરણી આંવલ લાંબા તાડ. ૧૪
ઝાઝી કંથાર ઝાઝી બોર, ખાખર હિંગોર ખિજડ થોર. ૧૫
અનેક ડુંગર પરબત ઘણા, નીર ઝરે ત્યાં નદિ તણા. ૧૬
ચોદિશ દીશે ધમધમકાર, જોતાં કાહેરનાં ભાગે હાડ. ૧૭
વનલિલા ત્યાં ભાર અઢાર, વેલ ફૂલપુલ સુંદિર સાર. ૧૮
અગર ચંદનનાં ઝાડ ઘણા, અતી તરોવર સુખડ તણા. ૧૯
એ વનનો કહું શું વિસ્તાર, કહેતાં તેનો નાવે પાર. ૨૦
પશુ પક્ષિ ત્યાં કરે કલોલ, બોલે મોર ત્યાં મીઠા બોલ. ૨૧
દરેક પળ આનંદની ખરે, ત્યાં દુઃખિયા તો દુઃખ પરહરે. ૨૨

## પીરનો પ્રતાપ.

ત્યાં શમ્મસ પીરનો વાશ, દેતા દુઃખિયોને સુદ્ધ આશ. ૨૩
અળગો ઠામથી પૂર્યો વાશ, જઈ પારધીએ માંડયો પાસ. ૨૪
હરણુ રોજને એકઠા કરે, મોર તીરતે ખાલી પડે. ૨૫
બાંધે નિશાન બાંધે તાલ, મારી તીરને તોડે વાળ. ૨૬
આઘો પાછો વનમાં ફરે, દેખે જીવ તે ત્યાં સંચરે. ૨૭
એક મૂકી વન બીજે જાએ, માંડી પાસને કરે ઉપાએ. ૨૮
સાસે તીર ધનુષ્ય કકડાચે, ચોદિશ ચિત્તકું ચાલ્યું જાએ. ૨૯
વાતો વાવલો જૂઓ નિહાળ, મૃગ કાજે વાજે ઘંટાલ. ૩૦
ગિરી ગરવર ચડે ઉતરે, હૈયડે અતી વિમાશણ કરે. ૩૧
એમ કરતાં દિવસ ગયો, કાંઇ શીકાર હાથેનાં ચડયો. ૩૨
રાતે ઘરભણી ત્તતબર થયો, ઓહરપીડને પસ્તાવે પડયો. ૩૩
ચડતાં ઉતરતાં પીડ પીડ કરે, ઘેરાનિશ્વાસ તે તો ધરે. ૩૪
વાણી સાંસે બેશે નાંહી, પીર પીર પરગટે તાંહી. ૩૫
આશાભંગ નિસાસા ભરે, હાશ કહેતાં તે શાહ શાહ કરે. ૩૬
આખો દિવસ એમજ ગયો, ભૂખ ભાંગવા મન તો થયો. ૩૭

## પ્રેમનો પ્રભાવ.

કુંડ શમ્મસમધે નીર વિશાળ, ફરતી વૃક્ષ તણી તો પાલ.૩૮
તેથી ઝારી ભરી લીધું નીર, આવ્યો વાડી જ્યાં શમ્મસપીર.૩૯

ભિક્ષા ભોજનની માંગીલીધ, આંવી કુટુમ્બમાં વેહચીદીધ. ૪૦
ભાન વિના ગુરુવાર ભયો, અર્ધ ભોજને પડી તે રહ્યો. ૪૧
રાત્રી નિન્દ્રા થાકની થાએ, પણ પ્રભાતે ઉન્નીલાએ. ૪૨
રાતપાછલી રહી જેટલે. થયો ત્તત્તબર તે તેટલે. ૪૩
પીરવાડીથી આગળ ગયો, સાથે નીર તે લેતો ગયો. ૪૪
આખો દિવસ એનો એમ જાએ, શુકરવારનો તે દન થાએ. ૪૫
જીવ મરે ન પાસમાં જાએ, પારાધી મન અતી અકળાએ. ૪૬
થાકી પીર પીર કરતો પડે, ચડે ઉશાસો શાહ શાહ કરે. ૪૭
એમ કરતાં દીન પૂરો થયો, એક પોહોર તે બાકી રહ્યો. ૪૮
વેઠી ભૂખને થાક અપાર, કેમે કરતાં ના લાધ્યો શીકાર. ૪૯
પારાધી મુંઝવણે પડયો, દુઃખ ડુંગરમાં જઈ અડયો. ૫૦
મન પારાધીયે એમ લીયો, હાય વિધાતા શું દુઃખ દીયો. ૫૧
આશાઓ જે મુજને હતી, પામ્યો નહિ તેમાંથી રતી. ૫૨
રહ્યો પારાધી વનમોઝાર, સહે શરીરે કષ્ટ અપાર. ૫૩
એ વાડીવાળા નરમહંત, દુઃખ ટાળવા ધાજો સંત. ૫૪

---

## ગેબી વાણ.

---

ત્યારે થઇ છે ગેબી વાણ, સુણ પારધી પરથમ જાણ, ૫૫
તુજ પાપ પૂરવનાં જાણ, આજ છુટયો તે નિર્વાણ. ૫૬

---

# પારાધીની સુચના,

---

ઘેર ભૂખ્યું કુટુમ્બ ટળવળે, આઘો જઈને પાછો વળે. ૫૭
નહિ ઘરમાં જેવાસી વરો, એ દુઃખ તણો ખરરો. ૫૮
ઘેર છોકરા દેશે ગાળ. કરશે કલેશ ને દેશે આળ. ૫૯
માટે આજ હું વનમાં રહું, કુટુમ્બ કારણ એ દુઃખ સહું.૬૦
એના ચિત્તે ચિંત્તા ઉપની, રક્ષણ કરજો ત્રિભોવન ધણી.૬૧
ભૂખ તણી ચિંત્તાએ કરી, વાઘ સિંહનો ભય નવ ધરી. ૬૨
ગોતે થાનક રેહવા તણું, જોયું વ્રક્ષ વિશાળજ ઘણું. ૬૩
તેપર રેહવા ધરિયો ઉમંગ, થઇ તત્તપર ને મારી ફલંગ. ૬૪
અતિ ભયમાં પારાધી ભૂલીયો, પડયો પાછો દુઃખમાં ડુલીયો.૬૫
અથડાઇ પડયો વ્રક્ષ સાથ, લાગી ચોટને તૂટયો હાથ. ૬૬
ભય એથી એ પામ્યો ઘણું, સોધે મારગ રેહવા તણું. ૬૭
એવે જોઇ સરોવરે જાગ. સંતાઈ રેવાનો પુરણ લાગ. ૬૮
ઉંડી ગુફા તે ખોહ સમાન. ખોણે ખાંચે પોહાચ્યું ધ્યાન.૬૯
પારાધી તેમાં જઇ ચડયો, જીવ જાળવવા તેમાં પડયો. ૭૦
પડતા પીર પીર મુખે ભણે, થાતાં ઉભો તે ઢળે ધરણે. ૭૧
થાકી હાશ હાશ કહેતો જાએ, અતી કંપે શાહ ઉચરાયે.૭૨
સરોવરે પશુનો લાગ, નીર પીવાની છે સુભ જાગ. ૭૩
સામી દ્રષ્ટી સરોવરે ધરે, તાકે તીર કેલાગજ કરે. ૭૪

ધનુષ્ય બાણ ગ્રહ્યું છે હાથ, જેથી મૃગનાં ભાંગે ગાથ. ૭૫
આથી પાછા ચળેનાં દ્રષ્ટ, તીર તાકે સરોવર ત્રષ્ટ. ૭૬

## પ્રથમ હરણી પ્રવેશ.

એવે વેળા પોહારજ થઇ, એવે એક હરણી આવી સહી. ૭૭
આવી હરણી ત્યાં તતકાળ, જાણે વનની લેતી સંભાળ. ૭૮
આવી હરણી સરોવર પાલ, દીઠો પારધી ગુફાને બાર. ૭૯
પરઠી પારાધી પડી છે ફાલ, કરશે ઘાત તો રોશે બાળ. ૮૦
છે ઇચ્છા પાછી કેમ ખશું, સનમુખ એની હું વશું. ૮૧
રાખણહારો મહા બળધીર, મારો સ્વામી છે શમ્મસ પીર. ૮૨
ધરી હિમ્મત ચળવ્યા ચરણ, આવી પારધી તારે શરણ. ૮૩
રખે કરતો તું મારી ઘાત, પ્રથમ સુણજે પૂરી વાત. ૮૪
બાળ મારા છે નાના ઘેર, કહું હું તુને મારી પેર. ૮૫
સાંભળજે તું રાખી ધીર, સહાય થશે તુજ શમ્મસ પીર. ૮૬
મોત તણું નથી મુને દુઃખ, છુંદું કષ્ટને પામુ સુખ. ૮૭
છે દુધ પીતા બાળ મારે, તેની દયા ધરવી તારે. ૮૮
પુત્રવંત્તાને દિલ દયા હોય, વાંઝિયા તે શું વિચારી જોય. ૮૯
તને માડયું હશે ઘર સુત્ર, આલ્યા હશે પ્રભુએ પુત્ર. ૯૦
પ્રેમે તેનુ જો તુજને હશે, સત્ય વાત મારી માનશે. ૯૧
બાણ પારાધી લે જેટલે, બોલી હરણી ત્યાં તેટલે. ૯૨
હોહો વરધ તું જો મુજ ભણી, કહું કથા મમ દુઃખ તણી. ૯૩

# આપ વેદના.

## રાગ-કાફીની ચાલ.

પારાધી વાણી વદે, શાંભળ મારી વાત;
આપ વેદના સૌ કહે, પરનીનાં જાણે તાંત. ૧
હરણી પ્રતે પારાધી કહે, અબળા કરમગતશો હોય;
લખ્યા લેખક તે કેમ ટળે, જરૂર વિચારી જોય. ૨
મુજ ઘર લાંઘા ત્રણ થયા, ભૂખ્યો કુટુમ્બ પરિવાર;
દુઃખ સૌ સૌના કારણે, કરે છે કર્મ વિચાર. ૩
બે દિવસ વનમાં ફર્યો, હાથ ન લાધ્યું કાંઈ;
વૃક્ષ ચડતા પડી ગયો, હાથમાં લાગ્યું આંઈ. ૪
રાત રહ્યો એ કારણે, ભૂખ્યા કુટુમ્બને કાજ;
શીકાર મારી લઇ જવું, પૂરૂં તેમનું ખાજ. ૫
બાળક મારા ટળવળે, ભૂખે મરશે આજ;
હરણી હું તુજને તજું ? તો મારા કેટલા બગડે કાજ. ૬
માત પિતા ક્ષુધાતુર છે, ભામની ભારે પગ;
ક્ષુધાથી પીડાએ છે, ભરી ન શક્તી ડગ. ૭
તેથી કહું હું તુજને, નાકર ઘણો વિચાર;
ઉપાએ મારો કાંઈ નથી, મારો પારે પડયો પરવાર. ૮

હાંડલાં ઠાલા ખડખડે, માંબાપ દેશે મેણું;
લોક નિંદા અતી કરી, કડવા બોલશે વેણું. ૯
તે લાજે દાઝે હું કઈ, તારીનાં માનું વાત;
તુજને એક ઉગારતા, મારે અષ્ટ જીવની ઘાત. ૧૦
હરણી ભણે સુણ પારધી, તું શાંભળ મારી વાત;
ઘેર તારે હમે આવશું. દિ ઉગે પ્રભાત. ૧૧
પારધી કહે સુણ ભામની, પશુનો હોય વિશ્વાસ ?
હાથે આવ્યું હારીયે, પછીની કેવી આશ. ૧૨
હરણી કહે સુણ પારધી, આપુ તુજને વાચ;
રહુ તો કરૂં હું, આખડી, માનજે સરવે સાચ. ૧૩
પશુપણે મુને માનીને રખે જો કરતો ઘાત;
કહું કથા મમ્ પૂર્વની, શાંભળ મારી વાત. ૧૪
પહેલા ભવે હું સ્ત્રી, માણુસ સોની જાત;
સત્પંથ સાચો સેવતા, તેમાં થયો ઉત્તપાત. ૧૫
સત્યવંત્ત સ્વામી માહેરો, ભક્ત શિરોમણ આપ;
ભોળપણાનાં ભાવથી, લાગ્યું એ શિર પાપ. ૧૬
એક સમે ગુરુ આવીયા, હતો આજનો દન્ન;
વ્રત શુકરની બીજનો, પાપી થાએ પાવન્ન. ૧૭
અહાર માંગ્યુ ગુરુજીએ, મુખી પાસે તે વાર;
મુખીયે ડહાપણ ડોળીયું, ક્રોધે ભરાણા સાર; ૧૮
વચન ઉથાપ્યું ગુરુ તણું, રીશે ભરિયા આપ;
તે સોબતમાં પિયુ ફસ્યા, ભોળપણાનું પાપ. ૧૯

પણ પિયુને સમજાવવું, સ્ત્રી તણો એ ધર્મ;
તેતો મુજથી ના બન્યું, મને લાગ્યું તેનું કર્મ. ૨૦
અર્ધગા સ્ત્રી થઈ, પુરૂષનું અર્ધું અંગ;
સમયા સાર સમજાવવો, નહિ તો દેવનો શિર દંડ. ૨૧
કુટુમ્બની પણ એ ગતી, રાખે ઉત્તમ નેક;
અગવાને ઉપદેશાવો, પુરણ રાખી વિવેક. ૨૨
એમાં ચુકતો જો પડે, લાગે તેનો પાપ;
ભોગવવું તો તે પડે, અંગે એ પરિતાપ. ૨૩
સત્ય કહ્યું તુજ આગળે, વિત્યું જે મુજ આપ;
સત્ય કરૂ છું પ્રતિજ્ઞા, ચુકે મમ શિર પાપ. ૨૪
પ્રભાતે હું તુજ ઘરે, જરૂર આવું આપ;
તેમાં કદી નહિ ચુકશું, કષ્ટ એટલું કાપ. ૨૫
પારાધી ભણે સુણ મૃગલી, તુજ ચતુરાઈ અપાર;
ધારણ મુજને કેમ રહે, તું કરજે કાંઈ વિચાર. ૨૬
મુખ આવેલો કોળીયો, તજતાં મૂરખ થાઉં;
સાહસ કરૂં તો હાણ છે. બે વાતે બંધાઉં. ૨૭
કેવી કરે તું પ્રતિજ્ઞા, કેમ ધિરજ દિલને થાયે;
કામ તો તારા સરે, સફળ ફેરો મમ થાએ. ૨૮
હરણી કહે સુણ પારધી, સત્યવંત્તી છું નાર;
સત્ય કરૂં છું આખડી, આવું તારે દ્વાર. ૨૯

# પાપનો પ્રદેશ.

## રાગ મારૂ. ચોપાઈની ચાલ.

કરૂં પ્રતિજ્ઞા માન તું સાચ, વેણુ ચુકે લાગે મુને પાપ. ૧
જે સ્ત્રી પુરૂષ પરશું રમે, સ્વામી તેને પોતાનો ન ગમે. ૨
કરે નિંદા વખાણે આપ, વેણુ ચુકું તો એ મુને પાપ. ૩
ભક્તિ ભરથારની ના કરે, સાસુ સસરાની સંખ્યા ન ધરે. ૪
નણુદ જેઠાણીના ના કરે કેણુ, તે પાપી અપરાધણુ ડેણુ. ૫
જે મન્ન માંહે કરે અહંકાર, અને ફરી આવે ભરથાર. ૬
અવગુણુ ખોળે ઘર તણો, રહું તો પાપ મુને તે તણો. ૭
જે પ્રભાતે પરઘર ભમે, કામકાજ ઘરનું નવ ગમે; ૮
આપણું જે વખાણે આપ, રહું તો તેનું લાગે મુને પાપ. ૯
જેનું સાસરિયે નાં હોય મન્ન, કહે પીયરને અતી ધન્ન. ૧૦
દુ:ખ લાગે પિય્યર તણુ, માન મોડે સાસરીયાનું ઘણું. ૧૧
જેને ક્રોધ અતીશે ઘણો, મચ્છર કહિયે સર્વ એ તણો. ૧૨
કરે ભરથારને સંતાપ, તેનું મુખ દીઠે હોય પાપ. ૧૩
આભડછેટ ગણે ના લગાર, સાચું જૂઠું બોલે અપાર. ૧૪
એવી સ્ત્રી તે કરમ ચંડાલ, મુખ દીઠે ઉપજે ઝાલ. ૧૫
હોય સ્ત્રી જે લોભણી, તેની વાત કહું શું ઘણી. ૧૬
ના ગમે કુટુમ્બ સાજન ભરથાર, એવી સ્ત્રી સર્જે મંઝાર ૧૭
વ્રત વર્તોલા જેનાં કરે, નિત્ય ઉઠીને પેટજ ભરે. ૧૮

વાર પ્રભનુ નાં કરે ધર્મ, રહુ તો લાગે તેનુ કર્મ. ૧૯
જે નણુંદને દે કુડી આલ, માથે મારે નાનેરૂ બાલ. ૨૦
નાર સાસુ સસરાને દમે. તેનાં પાપે પૃથ્વી કમકમે. ૨૧
ઘરે હોય નિર્ધન પણું, ચિત્ત જેનું અધર્મ તણું ૨૨
સુખે દુઃખે કરે સંતાપ. રહું તો લાગે મુને તેનુ પાપ. ૨૩
સૈયરપણું જે જોડે નાર, લેણુ દેણુ કરે વેહેવાર. ૨૪
રીત ભાંત લોપે પાછલી, તે પાપે સર્જે માછલી. ૨૫
જે નાર હોય ને આશા કરે, પુરૂષ છાની થાપણ ધરે. ૨૬
પતિ આજ્ઞાવિણુ તીરથ જાએ, એવી સ્રીતો ડડકી થાએ. ૨૭
એકલસુરી જે હોય નાર, નાગમે પાડોશી પિયર ભરથાર.૨૮
નાગમે ભાઈ બંદ્ધવને બાપ, રહુ તો તેનુ લાગે મને પાપ.૨૯
જુગવારાનાં જે ગોર હોય, સાથે અવતાર પાત્ર જોયે. ૩૦
તેની સુદ્ધનાં જાણે જેહ, મહા પાપણી કહિયે તેહ. ૩૧
ના સુણે જ્ઞાનને ના જપે જાપ, રહુતો તેનું લાગે મુને પાપ.૩૨
વખત વેળા કરે નહિ જેહ, ધર્મશાળા શું નાંહી સ્નેહ. ૩૩
રજસ્વાળાનુ નાં પાળે ધર્મ, રહુ તો તેનું લાગે મને કર્મ.૩૪
જે રાત દિવસ સૂવે નાર, વેળા તણો નાં જાણે સાર. ૩૫
નાં માને કહ્યું ને ન મૂકે માન, તે ભામનની ભૂંડણી જાણ.૩૬
કરે ડેણપણાનાં કારણ, પરનિંદા પરધન્ન હારણ. ૩૭
વૌવર વેચીને જે નાર ખાએ, તેતો નાર ગરોળી થાયે. ૩૮
મુખી તાણું નાં રાખે માન, નાદે દશોંદ નાંદે દાન. ૩૯
પુજા ટાણે બેઠી રહે, તેના પાપે પૃથ્વી થરહરે. ૪૦

નચે લાગુ ને નાં પીએ નુર, તેતો સરજે નરકની તુર. ૪૧
આવી ગતમાં બડબડે કરે, પરનિંદ્રામાં લાગી રહે. ૪૨
લઈ પ્રસાદ ને જાએ ઘેર, આવે ગત્તમાં રાખી વહેર. ૪૩
મેગો લેવા ઉભી નવ રહે, વાટે વાતે વગુતી રહે. ૪૪
મુખી તણી સેવા નવ કરે, હેવે ગાળ ને પાપજ ભરે. ૪૫
હરિવેંશનું નાં રાખે માપ, રહું તો તેનુ લાગે મુને પાપ. ૪૬
નાહ્યા વિના જે અનાજ ખાએ, તેતો નાર ગધેડી થાએ. ૪૭
જે સ્ત્રી સર્વશું લડે, સુતી ઉઠીને પરઘેર ફરે. ૪૮
ઉગ્યા પહેલાં લાગે જેને ભૂખ, રંડા સરજે તે રણનું રૂખ ૪૯
હૃદયમાં નહિ જેને દયા, નવ રાખે કોઈની મયા. ૫૦
દુઃખ દોહલા નાં જાણે કોય, તે શઢ્યા ધોબીની હોય. ૫૧
જે નાર પિયર પરહરે, ઘણો અહંકાર મનશું ધરે. ૫૨
અધર્મને માને જે ઘણું, રહું તો પાપ લાગે તે તણું. ૫૩
ભાંડ ભવૈયા રમત જે કરે, તેને જોવાને એ સંચરે. ૫૪
જુએ ભાંડ ભવાઈનાં ધાપ, રહું તો તેનુ લાગે મુને પાપ. ૫૫
મારા વચન તું સત્ય માન, કરૂં આંટ ઉદક ત્રણ પાન. ૫૬
મળી સ્વામીને આવું ફરી, તુજ ઘેર આવું પાધરી. ૫૭
ખવરાવું બાલ ને થાઉં રળિયાત, તુજ ઘેર આવું પ્રભાત. ૫૮

---

## પારાચીની અંતર દ્રષ્ટિ.

---

ત્યાં વરધ અચંબે ભયો, પારખુ કરતાં જન્મારો ગયો. ૫૯

માર્યા જીવ ન લંભે પાર, પણ વાચા પશુ નવ હેવે સાર. ૬૦
પવિત્ર દિવસને ઉત્તમ નામ, ઘટયું પાપને ઉપન્યું જ્ઞાન. ૬૧
પ્રસાદ પીરનું પામેલ જેહ; પ્રતાપ પ્રશર્યો તેનો એહ. ૬૨
વળ્યો સંતોષ ને ઉપની દયા, પૂર પાપ તણા પ્રલે ગયા. ૬૩
પારાધી એ સમજી રહ્યો, વેણ હરણીને એમ કહ્યો. ૬૪
ઘેર સુખેથી તું તો જાને, મળી કુટુમ્બ આનન્દી થાને. ૬૫
આવજે પ્રભાતે મારે ઘેર, સત્ય પાળજે વેગુની પેર. ૬૬
એવા મનથી મનસુબા કરે, પાપ સંભારી નિસાસા ભરે. ૬૭
ધિખ જીવ્યું આણે સંસાર, પાપ તણો નાં આવ્યો પાર. ૬૮
દુઃખ દેખીને દાઝી મરૂં, પાપનાં પગ સર્વે ભરૂં. ૬૯
દુઃખ તણો નાં આવ્યો અંત્ત, ઉલટું લાધ્યું દુઃખ અનંત. ૭૦
ભરી સાંસ ને હાશજ કરે. અણુ સમજ્યો તે શાહુ ઓચરે. ૭૧
દુઃખ પીડની ટાઢી વાણુ, શબ્દ પીરનો થાએ અજાણુ. ૭૨
મળી આજ્ઞા મૃગ્લીને જેમ, વળી મૃગ્લી ઘર ભણી તેમ. ૭૩
હરણી ચાલી જેણી વાર, કરે મનમાં અતી વિચાર. ૭૪
નીસા એક પોહોર પુરી ગઇ, બીજા પોહોરની વેળા થઈ. ૭૫
સાંધી તીર ચડાવ્યું જહીં, આવે મૃગતો મારૂં સહી. ૭૬
પડે પીડને પીર પીર કરે, શમ્મસ નામ હૃદયમાં ધરે. ૭૭
મુને એણે આપ્યું ભોજન, નહિ તો પડત મારૂં તન. ૭૮
એણે દયા કરી અતી ઘણી, ધન્ય જનેતા એ તણી. ૭૯

—(•)—

## બીજી હરણીનું આગમન.

બેઠો ખોહ દ્વારે અદ્ધ ઘડી, બીજી હરણી આવી સંચરી. ૮૦
દીઠી હરણી રૂપે અપાર, ધાર્યું હવે મારૂંછું માર. ૮૧
હરણી જલ પીવાને જાએ, ઝબકયું બાણુ અચંબે થાયે. ૮૨
રાખી મનમાં દ્રઢ વિસવાસ, આવી સન્મુખ તેની પાસ. ૮૩
વચન પીર તણું મન રાખ્યું, બળ સત્ય તણું જઈ દાખ્યું. ૮૪
રખે કરતો પારાધી ઘાત, શાંભળ કહું તુને એક વાત. ૮૫
મારી બેન આવીતી આંહે, વાચા દઇને ગઈ છે જયાંહે. ૮૬
આવી હતી તે કહી ગઈ, સત્ય વેણુ તે દેઈ ગઈ. ૮૭
તુ મારી નાં કરતો ઘાતઃ મારા મનમાં છે મોટી આશ. ૮૮
નથી ડીલે માસની જાત, ફોગટ કરીશ મારી ઘાત. ૮૯
પુરે માસે ઓદર સંતાન, તે મોંહો પેરે કરે છે સાન. ૯૦
રહી પ્રસવી ભાલવું બાલ, ઘેર તારે આવું તત્તકાલ. ૯૧
રહું તો તેની કરૂં છું વાચ, કરૂં પ્રતિજ્ઞા માન તું સાચ. ૯૨
કહે પારાધી સુણુ કહું, તારી વાત તે કેમ લહું. ૯૩
એક આવીને બીજી ગઈ, મારી મહેનત વ્યર્થા ગઈ. ૯૪
કરે પ્રતિજ્ઞા તું પશુ જાત, તેમાં આવે શું મારે હાથ. ૯૫

## ઓત્તમ મદ્ધમ એંધાણ.

બોલી હરણી રાખજે ધીર, હમને મલિયા છે સત્ગોરપીર. ૯૬

નથી નુગરા હોય પશુ તેમ, નથી હત્યારા પારાધી જેમ. ૯૭
અતી હત્યા કરે જન જેહ, તેને દયા કે નાંહી નેહ. ૯૮
પૂર માસથી પેટજ ભરે, તે કલ્યાણ કોનું કરે ? ૯૯
હમે પૂર્વ હતી સતી નાર, મનુષ્ય જાતે જે સોનાર. ૧૦૦
પણ સત્પંથનો પ્રતાપ, હજી ભાન ભૂલ્યા નથી આપ. ૧૦૧
દેઇ વેણ કદી નહિ ચુકુ, નિશ્ચે આવું બોલ્યું નહિ મૂકું.૧૦૨
જે સ્ત્રી હોય લોભણી, વાતનાં જાણે સુખ દુઃખ તણી. ૧૦૩
કઠણ વેલામાં બોલે ઘણું, રહું તો પાપ લાગે તે તણું.૧૦૪
જે સ્વામીને કામણ કરે, એ મનમાં શંખા નવ ધરે. ૧૦૫
એક મૂકી બીજાને જાએ, તે નાર તો કુતરી થાએ. ૧૦૬
જુગ પ્રમાણે જેનું નામ, એ ગુરુ મૂખે નાં દેવે દાન. ૧૦૭
નુગરી થઇને ફરે સંસાર, સત્પંથ સેવાનું નાં જાણે પાર.૧૦૮
મુખીને આળ ચડાવે જેહ, નાવું તો પાપ મુજને એહ.૧૦૯
સત્ગોર બ્રહ્માની જે આલ, તેને રંડા દેવે જે ગાલ. ૧૧૦
સંતાપે સ્વામી ન ધવરાવે બાલ, એ શંખણી મહા ચંડાલ.૧૧૧
કરી ગુરુ નવ પાલે વાચ, કરે કૂડ નવ બોલે સાચ. ૧૧૨
ગુરુ તણા જે પરહરે પાયે. રંડા તેતો રીંછડી થાયે. ૧૧૩
ગુરુ હરિ વીંશ વિના જે કરે, એ નારી કદી નવ તરે. ૧૧૪
ગતની નિંદા કરે નિર્ધાર, પામે એ તો કદી ન નિસ્તાર.૧૧૫
અતીત અભ્યાગતને ઉત્તર કરે, તે ચામઠી થઇને ફરે. ૧૧૬
સત્ય પ્રતિજ્ઞા કરૂ છું આપ હું, નાં આવું તો એ લાગે પાપ.૧૧૭

## રાગ ઉપરનો પણ જરા ઉતાવળે પણ લચકાતો.

જે ભામની ભક્તિ કરે ભરથાર. તેનાં પુન્ય તણો નહિ પાર.૧
અડસઠ તીરથનું ફૂલ હોય, વાશો પામે સ્વર્ગે સોએ. ૨
જે જાણે વિવેક વિચાર, કુટુમ્બ તણો ખેંચે તે ભાર. ૩
વ્રત સઘળા સાચવે નાર, નિશ્ચે પામે સકળ ભવપાર. ૪
હોય જેને મને શીળ ઘણું, વચન નલોપે સ્વામી તણું. ૫
પરતીવંત્તાનુ પાલે ધર્મ, તેતો કહિયે ઓત્તમ કર્મ. ૬
નાં રોય મનમાં રીશ લગાર, લક્ષણ જેવું નાનેરૂં બાળ. ૭
કુડ કપટનાં ન જાણે કરમ. તેનુ મુખ દીઠે લાધે ધરમ. ૮
નાર સાસરીયાને જે તમે, સ્વામી જમાડી પછી તે જમે. ૯
સાસુ સસરાની ભક્તિ કરે, ભવસાગર એ સેજે તરે. ૧૦
જે સ્વામીની સંખા ધરે, પિયરપણાને આદર કરે. ૧૧
જેનો જસ બોલે સંસાર, તેને કહિયે સકળની નાર. ૧૨
હોય નારી જે સીતલ વાણ, ગીત નાદે સરવે ગુણ જાણ. ૧૩
પ્રેમદા પતિ ઉપર એકમની, એવી પ્રેમદા તો પદમણી. ૧૪
જે સ્રી સૂએ આધી રાત, સઘલાં પેહેલાં ઉઠે પરભાત. ૧૫
કામ કાજે નાં લાગે વાર, તેતો કહિયે ચંત્તની નાર. ૧૬
હસમુખીને નિર્મલી, રૂપે સરૂપ અંગે પાતલી. ૧૭
નવા નવા કરે સણગાર, તેતો કહિયે હસ્તની નાર. ૧૮
જેને રાત દિવસ છે કલેશ, નામ ધરમનું નાં જાણે લેશ. ૧૯
જૂઠું બોલીને મનમાં કાલ, મારે પછાડે નાના બાલ. ૨૦

રૂપે કાળી અતી વિકાળ, તેને કહિયે શંખણી નાર. ૨૧
જે સ્રીને નાં હોય સંતોષ, સાચ જુઠનો નાં ગણે દોષ. ૨૨
ગણે મર્જાદનાંકો તણી, તેને કહીયે અતી પાપણી. ૨૩
જે સ્રી ચાલે મોઢામોઢ, તેતો લગાડે કુળમાં ખોડ. ૨૪
કુટુમ્બનો કરે નાં સંગાત, તેને કહીયે કુતરી જાત. ૨૫
પુરૂષ તણું જે મોડે માન, અભ્યાગતનુ નાં રાખે ધ્યાન. ૨૬
જમણુવેલાએ છોડી જાએ, તેતો વનની વાગોળ થાએ. ૨૭
છાનુંછપનુ પિયર ભરે, ઘરધંધા શું મન નવ ધરે. ૨૮
પ્રિતનાં ગમે સ્વામી તણી, નાર તેતો કહિયે પાપણી. ૨૯
સુખ વેલાએ જે હોય નાર, દુઃખવેળાએ તજે ભરથાર. ૩૦
દેવે સ્વામીને શિરદોષ, તેતો સર્જે જળની જળોષ. ૩૧
જેનો સ્વામી હોય ભક્ત, તેની તોનાં જાગવે જુગત. ૩૨
ઓટચું ચાટચુ પીરસી જાએ, સ્રી તેતોં મંઝાર થાયે. ૩૩
એવા વચન તું સત્ય માન, સત્ય વચન ધરજે ધ્યાન. ૩૪
સતે ઉગે કળીમાં સૂર. સતે વાગે ઘરઘર તુર. ૩૫
સતે વર્ષે માંગ્યા મેહ, સતે પૃથ્વીમાં વાધે નેહ. ૩૬
સતે દુઝે કળીમાં ગાએ, સતે કળમાં ફરફરે વાયે. ૩૭
સતે સત્પંથ તે પુજાએ, સતે ચોદ વિદ્યા ગવાએ. ૩૮
સતે પૃથ્વી ઝાલે ભાર, સતે પાપનો થાએ નિસ્તાર. ૩૯
સતે બ્રહ્માવેદ ઓચરે, સતે સાધુ જુગમાં ફરે. ૪૦
સતે હોય પૃથ્વીની આશ, સતે સ્વર્ગમાં હોયે વાશ. ૪૧
સતે દર્શન પામે સતી, ગત ગંગામાં મહા મતી. ૪૨

ગત તીરથ સત કરી જાણુ, મંત્ર માયંત્રીનો પ્રમાણુ. ૪૩
સતે જાઇયે ગોર નર ધામ, સતે જપીયે શાહનું નામ. ૪૪
સતે ક્ષમા હૃદયે વેઠીયે, સતે ગોરે નરને ભેટીયે. ૪૫
સતે હિમપુર કાશી કેદાર, સતે મક્કા મદીનાં નિર્ધાર. ૪૬
સતે કળીમાં ધરે અવતાર, સતે આલ અલી પરવાર. ૪૭
સતે વારે ધાએ પીર, આલ સેવે સતે સધીર. ૪૮
સતે સિધ્યા પ્રેહેલ્લાદરાયે, સતે સિધ્યા હરિચંદ્ર જાયે. ૪૯
સતે સીધ્યા યુધિષ્ટ્રર રાયે, સતે લાગ્યા શ્રીબુદ્ધને પાએ. ૫૦
સતે રૂખમાં ગત જોય, સતે ભભિક્ષણ લંકા હોય. ૫૧
સતે વામન રૂપે દયાલ, ચાંપ્યો બળી પોતે પિયાળ. ૫૨
સતે શેષ શિર થંભ્યો ભાર, સતે સમુદ્ર લોપે નપાલ. ૫૩
સતે મનોહરી મહાં સતી, સતે અહલ્યા તારા દ્રુપતી. ૫૪
સતે અલી અરબે અવતર્યા, પાંચ સાત નવ ઓધર્યા. ૫૫
સતે બારને થાશે અનન્ત, સતે શાહ ધરે છે ખંત. ૫૬
સતે શમ્મસદ્દીન પરવર્યા, આવો ભરતખંડ સંચર્યા. ૫૭
સતે શક્તિ તે પાતક હરે, સતે શાહોજી ક્ષમા કરે. ૫૮
સતે છુટીયે જન્મનાં પાપ, સતે પામીયે વૈકુંઠ આપ. ૫૯
એવું સત્ય રૂદામા જાણુ, ઘેર તારે આવું પ્રમાણુ. ૬૦
મારા વચન સત્ય કરી માન, કરૂં આખડી ઉદક ત્રણ પાન. ૬૧



# હિમ્મત ને સૂજ.

### રાગ સાખી.

પારાધી ભણે શુણ હરણલી, શાંભળ મારી વાત;
તુ જા વેગે ઉતાવળી, જાએ, તારો સંગાથ. ૧

### રાગ રામગીરી. ચોપાઇની ચાલ.

મારી ચિંત્તા ચતુરમુખી ધરશે, જેણે સર્જ્યો તે પુરૂં કરશે. ૧
પારાધી અચંબે થાએ, આ કૌતક કેવું કહેવાયે ? ૨
પશુ બોલે મનુષ્યની પેર, જોઉ સવારે થાશે શુ ઘેર ! ૩
પૂર્વ પુન્ય ફળ્યા છે સાર, તેમ બીજને શુકરવાર. ૪
અણધાર્યો થયો અપવાશ, દશ પોહોર થયા છે ખાસ. ૫
ગુરુવારે પ્રસાદી પામ્યો, પીર હસ્તે તે આનંદ જામ્યો. ૬
વળી ઉત્તમ કુંડનું જળ, એમ ભેગી મળી સર્વ કળ. ૭
એમ પાપનું પ્રાશ્ચિત થાએ, જ્યારે દેવ તે વારે ધાએ. ૮

## મૃગ પ્રવેશ.

એક પોહોર બીજો જોતાં ગયો, એક મૃગનો સંચલ થયો. ૯
પોર ત્રીજાની વેળા થઈ, લીધું બાણુ પારાધીયે તઈ. ૧૦

દીઠા મૃગ મહાં મોહમંત, સર્યા કાજ ને હરખ્યું ચંત. ૧૧
મૃગ સામો આવ્યો જેટલે, વરધે બાણુ સાધ્યો તેટલે. ૧૨
જ્યારે બાણુનો સંચલ થયો, મૃગ પાસે આવી ઉભો રહ્યો. ૧૩
સુણજે વરધ વાચા મુજ તણી, ચિત્ત રાખજે તું મુજ ભણી. ૧૪
મારે સ્રી બે ઘર નાર, સાંભળ તેનો કહું વિચાર. ૧૫
એક રૂતુ વંત્તી માંગે દાન, બીજી પુરે માસે માંગે માન. ૧૬
કરૂ પ્રતિજ્ઞા સાંભળ વાત, ઘેર તારે આવું પ્રભાત. ૧૭
રહું તો વાચા તેની કરૂં, ત્રણ ઉદક નવ હું ચરૂં. ૧૮
કરૂં પ્રતિજ્ઞા સત્યમેવ, તેના સાક્ષો શ્રી ગુરુદેવ. ૧૯
વલી શિર પાપ લહું એટલું, સાંભળ વિગતે કહું તેટલું. ૨૦

## પુન્ય પાપ સમિક્ષા.

—(૦)—

રાગ ઉપરનો.

જે પુરૂષ હોયે ઉત્તમ જાત, ઉઠે બેશે તે મદ્ધમ પાસ. ૧
હું હું કરે વખાણે આપ, રહું તો લાગે મને તેવું પાપ. ૨
કોઇ નર જમાડે નાત, સૌને બેસારે એકજ પાંત. ૩
પીરસનાર વેહરોવંચો કરે, તેને પાપે સુરજ થરહરે. ૪
સુખી થકી લોપે જે કર્મ, ગુરુ આજ્ઞાએ ના પાલે ધર્મ. ૫
તેની વાત કહું શું ઘણી, આભડછેટ ગણે ન કે તણી. ૬

ક્ષત્રી હોઈ ક્ષાત્રવટ નાં કરે, રૂંધ્યો સ્વામી રણુ પરહરે. ૭
ઓચે લાગે ને વાલે ગાએ, તેતો પુત્ર અજ્યાનો થાએ. ૮
ધરે સત્પંથ કરે અધર્મ, જીવ દયાનો નાં પાલે ધર્મ. ૯
નાહ્યા વિના જે અન્ન ખાએ, તેતો વનનો સુવર થાએ. ૧૦
સહોદરને દુભવે માએ, ઘરે દુઝતી હોયે ગાયે. ૧૧
માતાપિતાની ભક્તિ નાં કરે, બીજે ભવે કુષ્ટી અવતરે. ૧૨
પશુપાળી દુ:ખી કરે ઘણા, તેતો વાગોળ વન્નજ તણા. ૧૩
લોભી હોય જે અતી ઘણો, કરે સ્વાર્થ પોતા તણો. ૧૪
પર વેદના નાં જાણે દેહ, નિવૈંશ થાએ નર તેહ. ૧૫
હોય ક્રોધી હૃદય નાંહી દયા, કોઇ ઉપર નાં આણે મયા. ૧૬
રતી ગુણ ન અવગુણ અપાર, સોનર દીશે લોટંતાં છાર. ૧૭
જે નર મા બાપને બોલે ગાલ, વણુ દીકી ચડાવે આલ. ૧૮
કુટુમ્બ વેચીને પોંખે દેહ, તેનાં પાપ તણો નાંહી છેહ. ૧૯
જે નર ભૂંડા કરમ આચરે, જૂઠી સાંખે ગવાઇજ ભરે. ૨૦
ભૂંડા આચારે અસત્ય ભક્ષ, જેનું ધર્મ ઉપર નાહી લક્ષ. ૨૧
સુખી આશનનો નાં ગણે માપ, રહુ તો તેનુ લાગે મુને પાપ. ૨૨
સત્ય ત્યાગી અસત્ય આચરે, થાપણુ પરાઈ પોતે હરે. ૨૩
જૂઠું બોલીને એઠું ખાએ, તેતો વંનનો કુંવાર તાએ. ૨૪
ભાંડ ભવૈયા શું કરે પ્રીત, ના જાણે જ્ઞાન ધરમની રીત. ૨૫
નાચ છંદમાં મનજ ધરે, આઘી પાછી જ્ઞાનમાં કરે. ૨૬
જાય જોવા ભવૈયા આપ, રહું તો તેનુ લાગે મુને પાપ. ૨૭

આવી ગતમાં પીયે નહિ નુર, લેવે લાણુને બેશે દૂર. ૨૮
લેઈ લાણુને જતો રહે, મેળાં લેવા ન ઉભો રહે. ૨૯
આળ પંપાળે જઈ ભળે, ગત મેળામાં નાહીં મળે. ૩૦
નાવે ગતમાં ને પાડે ભંગ, વખત વેળાનો નાહીં રંગ. ૩૧
ના શિખે જ્ઞાનને નાં ભણે જાપ, રહું તો લાગે મને તેનું પાપ.૩૨
મુખીગત તણો ગોવાળ, પ્રતીદીન કરે સંભાળ. ૩૩
તેની મર્જાદ તે નવ રાખે, તે શું આળ પંપાળ ભાંખે. ૩૪
મુખી તણુ જે નવ રાખે માપ, રહું તો તેનું લાગે મને પાપ.૩૫
હોય સત્ગોર બ્રહ્માની આલ, ગોર નર તણા જે બાલ. ૩૬
તે શું મુનિવર બોલે છલ કરી, તેની કાયા અગ્નીએ ભરી. ૩૭
નિદૃઆલને દૈવે તાપ, રહું તો લાગે તેનું મને પાપ. ૩૮
ગીત નાદ લહે તીધ્યાન, છત્રિશ કળા એ સુંદિર ગાન. ૩૯
બત્રીશ લક્ષણ બહુ બળવંત્ત, તે નર કહિયે પદમણીનાં કંથ.૪૦
સકળ કળા શુંદિર જાણ, દ્રઢ ચિત્ત ને ગુણ નિદ્ધાન. ૪૧
ભલા ધર્મનો કરે વિચાર, તેતો ચંત્તનીનો ભરથાર. ૪૨
જે નર શૂરા સતે આગલા, જાણે પરવેદનાં નિર્મલા. ૪૩
મુખે વેદને નાંહી અહંકાર, તે નર હસત્નીનો ભરથાર. ૪૪
જેને અહોનિશ ક્લેશ શું કામ, ધરમ તણુ નાં જાણે નામ.૪૫
બોલે જૂઠ કરે અહંકાર, એવો શંખણીનો ભરથાર. ૪૬
સત્ય સંતોષે જે આગળા, હોય ચિત્તે જે નિર્મળા. ૪૭
સાધ ચોરનો જે જાણે ધર્મ, તેતો કહિગે [illegible] કર્મ. ૪૮

વખત વેળા જે નવ ચૂકે, વ્રત એકે તે નવ મૂકે. ૪૯
નિત્ય અમી પીયે નર જેહ, તેતો ઓત્તમ કહિયે તેહ. ૫૦
જાએ ગતમાં ને લે લાણુ, એહે ગુણુ જ્ઞાની પ્રમાણુ. ૫૧
રાખે હૈયડે હરિનું નામ, તે નર પામે વૈકુંઠ ઠામ. ૫૨
સોએ ક્રિયા પાળે નર જેહ, દેવે દાનને દશોંદી જેહ. ૫૩
જેની ચંદ્ર સમી શિતળ વાચ હૈયે વાચ કે બોલે સાચ. ૫૪
રહે શાહની સદાં સન્મુખ, તેતો ભોગવે અમ્મર સુખ. ૫૫
આજ કળમાં અલી અવતાર, નાથ નકલંકી આપ કિર્તાર. ૫૬
આવ્યા સત્યગોર બ્રહ્મા જેહ, તેની નિત્ય કરે જે સેવ. ૫૭
હરિ વૌંશે હરિપર વરિયા, તેના ગુણ રૂદા માંહે ધરિયા. ૫૮
પાળે સત્ય આચારે ધર્મ, તેતો કહિયે ઓત્તમ કર્મ. ૬૦
સ્ત્રી વણ વાંકે પરહરે ગોર પોતાનો ગવન કરે. ૬૧
જીવ જંત ઉપર મેલે ઘાએ, બીજે અન્તારે કુષ્ટીયો થાએ. ૬૨
એક હરિની ભક્તિ કરે, બીજો માંહે વિચાર આદરે. ૬૩
આવી ગતમાં કરે જે ભંગ, શિર પડે તે દેવનો દંડ. ૬૪
વાત કરતાં કરે ઘાતકી, તેતો થાએ અતી પાતકી. ૬૫
વણ બોલાવ્યો બોલે જેહ, વનનો જંબુક થાએ તેહ. ૬૬
સગપણ વિના પોષે દેહ, સેવ પરાઈ કરે જેહ. ૬૭
મોટા બોલ બોલે કરે ફંદ, કરે ધુત્ત રચે પાખંડ. ૬૮
સત્યગોર મૂકી ગોર કરે, ભૂલી મંત્રને અન્ય ઓચરે. ૬૯
જે નર મુખીનો મોડે માન, ધુત્ત રમે તે થાએ સ્વાન. ૭૦

જે નર બળધને ખાસી કરે, કાછ વીંટી પરઘેર ફરે. ૭૧
આલ ઓલખે નહિ આંધલા, બીજે અન્તારે રહે કાંગલા.૭૨
જે પુરૂષને બે હોય નાર, સાંભળ તેનો કહું વિચાર. ૭૩
એક આઘી બીજી પાછી કરે, તેતો શ્વાન થઈ અવતરે. ૭૪
જે નર હરિવૈંાશની કરે ઘાત, મોઢે મોઢ બોલે ઉત્તપાત. ૭૫
માથે રાખે ગુરુરણુ જેહ, પતંગ દિપકનાં થાએ તેહ. ૭૬
લઈ સત્પંથ નુગરા ભમે, જ્ઞાન ધ્યાન જરા નવ ગમે. ૭૭
દશોંદ દેતા કરાવે કેણુ, સર્પ જાતે થાયે ચાકલેણુ. ૭૮
જઈ તિર્થમાં માને કાંએ, આપવાનુ તે મન નાં થાએ. ૭૯
ગોર માંગે ને નાપે દાન, તેનું કહિયે ગર્ધવ નામ. ૮૦
કરે પ્રીત તે કોઈ સંઘાત, થઈ સાથીને જાએ સંઘાત. ૮૧
વીકટ વેળાએ મૂકી જાએ, તેતો વનનો ઘૂવડ થાએ. ૮૨
દુષ્ટ કૃતઘ્નં કરે આળશી, મર્મે પ્યારા શું બોલે હશી. ૮૩
મોઢે મળકીને કાવલ કરે, તેતો હાય હાય કરતા મરે. ૮૪
જે નર વ્રત તીરથ નાં કરે, લોભ કારણે પરદેશ ફરે. ૮૫
પર ગવન કરવાને જાએ, બીજા ભવે લંગડો થાએ. ૮૬
જે નરને નિંદરા ઘણી, વાતનાં જાણે સુખ દુઃખ તણી. ૮૭
દારિદ્રમાં જન્મારો જાએ, તેતો પૂર્વે મગર મચ્છ થાએ.૮૮
કરે કૂડ ઉપાએ ઘણો, માને વિસ્વાસ નહિ કો તણો. ૮૯
મહા પાપ લાગે તેને ખોડ, તેનાં કુળમાં નીશરે કોડ. ૯૦
થાયે હરિકુળમા અવતાર, મૂકી ધર્મને નીશરે બાર. ૯૧

નિદ્રા ધર્મ પોતાની કરે, આળ પંપાળ વાતું કરે. ૯૨
બોલે બાપ દાદાને મેણુ, સત્ય ધર્મનું પાલે ન કેણુ. ૯૩
પરધર્મ વખાણીને બોલે, તે સર્જે વગડાનો કોળ. ૯૪
એવા સંતાન આલનાં હોય, તેને ધર્મિએ તજવા જોય. ૯૫
એવાને પડે જઇ પાએ; વળી દાન દેવા તેને જાએ. ૯૬
વાટે જાતાં સામા મળે, વાતું કરવા તે સંગે પળે. ૯૭
કરે આગ્રણ એવા જે જન્ન, તેતો થાશે વિછીનાં તન્ન. ૯૮
થોડી ઉપજ ને ખર્ચે બહુ, તેની ઓળગ કરશે સહુ. ૯૯
જે નર સ્ત્રીની માને શીખ, તે નર સરવાળે માંગે ભીખ.૧૦૦
જનર નાંલે હરીનું નામ, વલી નિંદે જન્મનું ઠામ. ૧૦૧
કુળ ગોત્રને દેવરાવે ગાળ, પાડે ઓચિંતી લોકને ફાળ.૧૦૨
નિંદે ગુરુને નિંદેમાં બાપ, રહું તો લાગે મુને તે પાપ.૧૦૩

---

## સંવાદ પ્રારંભ.

બોલે પારાધી મૃગ સુણુ વાણુ, તુજને કહિયે સરવ ગુણુ જાણુ.૧૦૪
કોણુ ઓત્તમ મદ્ધમ સાર, તેનો મને કહો વિસ્તાર. ૧૦૫
મૃગ ભણે સુણુ જે વાત, ઓત્તમ મદ્ધમની કહું જાત. ૧૦૬
ઓત્તમ મદ્ધમનો વિસ્તાર, સત્ય માનજો કરી વિચાર. ૧૦૭

---

## ઓત્તમ લક્ષણ.

સત્યપંથનો કરે વિચાર, જ્ઞાને જોઇને લેવે અહાર. ૧૦૮
જીવ દયાનો પાળે ધર્મ, તે નર કહિયે ઓત્તમ કર્મ. ૧૦૯

## મદ્ધમ લક્ષણ.

લોભ હોય જેને અતી ઘણો, કરે સ્વારથ પોતા તણો. ૧૧૦
જે નર ધન્ન દેખી માને ઘણું, નામ અધર્મી છે તે તણું. ૧૧૧
ઉદ્યમ કરતાં લાજ્જ ધરે, નિત આશા તે પારકી કરે. ૧૧૨
પેટ ભર્યા શું જેને કામ, તેનું કહિયે અધર્મી નામ. ૧૧૩
બોલ્યો પારધી કહેજો દેવ, વાત એકનો પૂછું ભેવ. ૧૧૪
કોણ મૂરખ કોણ ચતુર, પુછું વાત તે કહો મધુર. ૧૧૫
મૃગ બોલ્યો છે વિખ્યાત, શુણ પારાધી કહું તે વાત. ૧૧૬

## ચતુર લક્ષણ.

જે નર દીઠું અણ દીઠું કરે, માન કુટુંમ્બ તણો તે ધરે. ૧૧૭
વડ વડેરાની માને આણ, તે તો કહિયે ચતુર સુજાણ. ૧૧૮
એક પત્ની વ્રત જે રાખે, વાત સત્ય તણી તે ભાંખે. ૧૧૯
નગણે સ્વાર્થ સત્ય વખાણે, તેને બીજો ચતુર તો જાણે. ૧૨૦

હરિ તણી જે ભક્તિ કરે, હેત કુટુમ્બનો મન ધરે. ૧૨૧
અવતાર પાત્ર વખાણે જાણ, તેતો કહિયે ત્રીજો પ્રમાણ. ૧૨૨
થોડું ઘણું સંચે ધન્ન, કરે અવસરે દાન ને પુન્ય. ૧૨૩
દેવે માન મુખીને પ્રમાણ, તેતો કહિયે ચોથો જાણ. ૧૨૪

## મૂર્ખ લક્ષણ.

એક મુરખ દુભાવે માયે, બોલે મૂખીને જે અન્યાયે. ૧૨૫
જઈ ગતમાં ગડબડ કરે, હરિ વૌંશથી પ્રપંચ કરે. ૧૨૫
ચરતી હાંકે પરાઇ ગાયે, વણ બોલાવ્યો બોલવા જાય. ૧૨૬
બોલે સભામાં જે ઘણું, મુરખ નામ કહિયે તે તણું. ૧૨૭
જે વણુ ટોલે હડ હડ હશે, ઓછે સંગતે વાશો વશે, ૧૨૮
કરે વ્યશન બગાડે દેહ, વ્રેઃ વળગી રાખે જેહ ખેહ. ૧૨૯
પરધનમાં આશા ધરે, ઉદ્યમ કરતાં પાછો ફરે. ૧૩૦
નશે લાણુને ના પીએ નુર, બીજો મૂરખ તેહ જરૂર. ૧૩૧
અહો રાત્રી ઉચાટજ કરે, વગ ગ્રથે વેપાર આદરે. ૧૩૨
ધન્ન તણો કરે અહંકાર, ત્રીજો મૂરખનો સરદાર. ૧૩૩
જે નર ગુણ કાં શું માંડે નેહ, ભાંડ ભવઈ વખાણે જેહ. ૧૩૪
ગાંઠે ગ્રથને લુખું ખાયે, અહંમપણે તે મૂરખ થાએ. ૧૩૫
બોલ્યો વરધ થયા મમ કાજ, સત્ય વચન બોલો મૃગરાજ. ૧૩૬
વાત ઉપની છે એક હૈયે, કોણ જોગી ભોગી કોણ કહૈયે. ૧૩૭
મૃગ ભણે સુણો વરધ આજ, કથા જોગી ભોગીની સાચ. ૧૩૮

# જોગી લક્ષણ.



જોગી તે જે જાણે જોગ, વારે મનના રૂચે ભોગ. ૧૩૯
ગુરુ વચને પાલે આણુ, ધરમ ગ્રસ્થ તણુ પરમાણુ. ૧૪૦
રજ વિના રતી નવ કરે, સત્ય જોગી તે કહિયે ખરે. ૧૪૧
પર સ્ત્રી સામુ નવ જુવે, સત્ય કર્મે પાપજ ખુવે. ૧૪૨
ખરા જોગી ઓળખાવે બ્રહ્મ, પળે પળનાં પળાવે ધર્મ. ૧૪૩
અંતર પાપનાં રાખે જાણુ, બીજો જોગી તે પરમાણુ. ૧૪૪
સુખ દુઃખનાં આણે મન્ન, ના આણે માયા કુટુમ્બ કે ધન્ન. ૧૪૫
હરિ ઉપર દ્રઢ હોય નેહ, ત્રીજો જોગી કહિયે તેહ. ૧૪૬
મને અપેક્ષા નાંહી રતી, સુખ સંતોષમાં રહે સતી. ૧૪૭
રહે રેહણીએ ગુણ જાણ, ચોથો જોગી તે પ્રમાણુ. ૧૪૮

---

## ભોગી લક્ષણ.

---

રાત દિવસ ખાએ પાન, સજ્જન લોકને બોલે માન. ૧૪૯
આળશ કામે કાજે નવ કરે, ઉત્તમ ભોગી તે કહિયે ખરે. ૧૫૦
મેલા વસ્ત્ર તજે નર જેહ, લુખું ભોજન ન કરે તેહ. ૧૫૧
ખારા ખાટાનો જાણે વિવેક, એવા ભોગી તણા છે નેક. ૧૫૨
ગીત નાદે લહેજે સુન્ય, અવસર પાત્ર જોઇ કરે પુન્ય. ૧૫૩
ગુરુ શાસ્ત્ર ઉપર જેહ રહે, ઓત્તમ ભોગી તો તેને કહે. ૧૫૪

પ્રેમે લંભે બ્રહ્મ ભોજનંગ, અગર ચંદન અરચે અંગ. ૧૫૫
કળા બત્રીશ સર્વ ગુણ જાણ, ઓત્તમ ભોગી તે સહી પ્રમાણ.૧૫૬
વરધ ભણે શુણો મૃગરાજ, તમ દર્શે સર્યા મમ કાજ. ૧૫૭
એક વાતનો કહો વિચાર, સુખી દુઃખી કોણ સંસાર. ૧૫૮
મૃગ કહે સુણો દઈ ચિત્ત, સુખ દુઃખની કહું રીત. ૧૫૯

## સુખી લક્ષણ.

જેને ઘેર ગુણવંતી નાર, તે નર કહિયે સુખી સંસાર. ૧૬૦
જેની ગાંઠે હોયે ધન્ન, દશોંદહાને કરે જે પુન્ન. ૧૬૧
ગુરુ ભક્ત શાહ ગુણ ધામ, બીજો સુખિયો તેનું નામ. ૧૬૨
લેણ દેણ લોભે નવ કરે, ધન્ન કારણ દેશ નવ ફરે. ૧૬૩
જે ન પારકી કરે મોહોતાજ, ત્રીજો સુખીયો સુણ જે સાચ.૧૬૪
જેની દેહીમાં ના મળે રોગ, સત્ય ધર્મ સાધે જોગ. ૧૬૫
ક્રોધ નિન્દ્રાને તે નવ ગણે, ચોથો સુખીયો મૃગજ ભણે.૧૬૬

## દુઃખી લક્ષણ.

જે ઘર હોય નાર કુવાડ, ઉઠી નિત્ય કરે વઢવાડ. ૧૬૭
માથે રણને કરે અહંકાર, પેહેલો દુઃખિયો એ સંસાર. ૧૬૮

થોડી ઉપજ ને ખર્ચે ઘણું, વિવેકનાં જાણે ખાધા તણું.૧૬૯
રણિયા જઈને બેશે બાર, ત્રિજો દુ:ખિયો તે સંસાર. ૧૭૦
ક્રોધ કામ ત્રશના જેને અંગ, થાએ વદ્ધ પણે ઘર ભંગ.૧૭૧
પુત્રી રાંડી ને નિર્ધન પણું, અતિ દુ:ખી નામ એ તણું.૧૭૨
રાત દિવસ રખડે ગામ, ઘડી બેશે નાં સુખ શું ધામ. ૧૭૩
જે નર પારકી ઓલગ કરે, ચોથો દુ:ખિ મૃગ ઓચરે.૧૭૪
સત સંતોષે તું તો સાર, ગુણ તારાનો નાવે પાર. ૧૭૫

---

## રાગ સાખી.

પારાધી ભણે મૃગજી, ધન્ન ઘડી ધન્ન દન;
તુમ દર્શનથી પુન ફળ્યા, પાપી થયો પાવન. ૧
વરધ ભણે સુણ મૃગજી, ઘણો લીધો તુજ ભેવ;
સત્ય કરી મે માનીયા, તમ પ્રગટ સાચા દેવ. ૨
એક વાત મુજ ચિત્તે રહી, પુંછયાની બહુ હોંસ;
કોણ ઉદ્યમી કોણ આળશું, શાન્ત કરો મુજ તોંશ. ૩

---

## રાગ ચોપાઇની ચાલનો.

પુંછું વાત તે એ મહારાજ, સમજાવો મુને તે આજ. ૧
કોણ ઉદ્યમી કહેવાયે, અને આળશુ તે કેમ થાયે. ૨
મૃગ કહે સુણજો શાન્ત, કહુ ધરી ખરેખરી ખાંત. ૩
પુછો ભલે ધરીને નેહ, કહેવા આવ્યો છું સરવે તેહ. ૪

હોય મનમાં જે સંદેહ, બાકી રાખતા નાંહી તેહ. ૫
શંક્ષે ધરતા ન મન લગાર, હોય હૈયામાં કાઢો તે બાર. ૬

—(०)—

## ઉદ્યમી લક્ષણ.

જે નર સુખે સૂએ આધી રાત, સર્વ પેહેલો ઉઠે પ્રભાત. ૭
જપ તપ તીરથ જો કરે, એવો ઉદ્યમી મૃગ આચરે. ૮
જાએ તિરથ બીજ વ્રત કરે, દયાવંતો થઈ પગ ભરે. ૯
ઇકોતેર આધારે કળ જેહ, બીજો ઉદ્યમી કહિયે તેહ. ૧૦
ગુરુ ભક્તિએ આનંદ કરે, નામ પીરશાહ હ્રદય ધરે. ૧૧
ગુરુ વિદ્યાનો કરે પ્રકાશ, જ્ઞાન શિખે શિખાવે નિરાશ. ૧૨
કરે વેહવાર થઈ ઉદાશ, ત્રીજો ઉદ્યમી સહી પરકાશ. ૧૩
ઓથે આવ્યાને સાએજ કરે, ઉદ્યમ કરતાં લાજ ન ધરે. ૧૪
પુન કરે સપાત્ર લહી, સત્ય આગ્રણ રાખે સહી. ૧૫
વખત વેળાનાં ચુકે જાપ, ચોથો ઉદ્યમી તેતો આપ. ૧૬

## આળશુ લક્ષણ.

સત્ય ધર્મે વિલંભજ કરે, સુના ઘરે થાપણ ધરે. ૧૭
આઠે પોહોર નિશ્ચિંતો રહે, એક આળશુ તેને કહે. ૧૮
ચોમાસે જેનું ઘર ચુવે, માથે રજને સુખ શું શુવે. ૧૯

વ્યવહાર વણજ લાજે કરે, બીજો આળશુ મૃગ ઓચરે. ૨૦
પેટવડે ઓળગ જે કરે, ઘર મૂકી પ્રદેશજ ફરે. ૨૧
ન પાળે ધર્મ તણા આચાર, વખત વેળા ન કરે લગાર. ૨૨
ન પાલે વ્રત નાં શિખે જ્ઞાન, ગત વેળાનું નાં રાખે ભાન. ૨૩
પોષી પિંડ નિચિંતો ફરે, ત્રીજો આળશુ તેતો ખરે, ૨૪
જ્ઞાન જાણીને લોપે કર્મ, ગુરુ કરતાં લાગે સરમ. ૨૫
નાહવા ધોવાનું નાંહી ભાન, સત્સંગ સુણે નહિ કાન. ૨૬
ખેચરની જે માને આણ, તેતો આળશુ ચોથો જાણ. ૨૭

---

રાગ સાખી.

વરધ ભણે મૃગ રાજજી, અરજ એક રૂદિયે ધરો;
એક વાતનો મુજને, રહ્યો તે એ ખરખરો. ૧

---

રાગ ચોપાઇની ચાલ.

મૃગ કહે સુણો મહારાજ, ભલે પૂછો ભાવે તે આજ. ૧
ભણે પારાધી સુણ મૃગદેવ, વાત પુંછું છું સહિ અસમેવ. ૨
તે મૃગજી કહો વિચાર, ધર્મી પાપી તે કોણ સંસાર. ૩

---

# ધર્મી લક્ષણ.

---

મૃગ કહે સુણો પારાધી, વાત સાંભળજો સત્યવાદી. ૪
જીવ દયા નો પાલે જે ધર્મ, તેને નાં લાગે પારકા કર્મ. ૫

કુસંગીનો સંગ નાં કરે, એક ધર્મિ મૃગ ઓચરે. ૬
જેનું હોય નિર્મલ મન્ન, આશિષ ભણીને ગ્રહે અન્ન. ૭
પરવેદનાં જાણે જેહ, બીજો ધરમિ કહીયે તેહ. ૮
ગત ઠાણે આવી સંચરે, તોબા તોબા મુખે ઓચરે. ૯
ગુંજારી હાલ પ્રકાશે પાપ, લઈ માણુને માંગે માફ. ૧૦
સત્ય વચન બોલે પ્રમાણ, ગોર વચને રહે જાણ. ૧૧
હરિવંશની સાધનાં કરે, મુખી આગળ આધીન રહે. ૧૨
પરસ્ત્રીને જાણે માત, ત્રીજો ધરમિ તે શાક્ષાત. ૧૩
વ્રતવંતો નિશ્ચળ મને, ધર્મ ઠેકાણે વાપરે ધન્ને. ૧૪
પાત્ર તણી પરિક્ષા કરે, પરનિંદા શું નેહ નવ ધરે. ૧૫
તિરથ જાત્રા કરે નર જેહ, ચોથો ધર્મિ કહીયે તેહ. ૧૬

## પાપી લક્ષણ.

માત પિતાને દુભવે ઘણું, માન પાલે તે બૈયર તણું. ૧૭
પરદુભવે નિંદા એ જાણ, પાપી પહેલો તે પરમાણ. ૧૮
ધર્મશાળાએ તે નવ જાએ, ન પીએ નુર ને લાણુનાં ખાએ. ૧૯
રહી નુગરો મુખીને દમે, સતપંથ દેખ્યું નવ ગમે. ૨૦
જૂઠી ગવાઇ ભરે જે કોએ, અદકું લેઈને બેશે સોએ. ૨૧
ન્યાય આશાને ચાડી જે કરે, પરવેદનાં દિલ નવ ધરે. ૨૨
મારે જીવ ને ન ગણે પાપ, બીજો પાપી તે આપો આપ. ૨૩
વ્રત ધર્મ તણા જે હોય, પ્રેમે પાલે નહિ જે કોય. ૨૪

ગોર નરની હોય જે આલ, તેની વાત કરે દઈ ગાલ. ૨૫
કુડી મૂખીને ચડાવે આળ, કરે ગતમાં આળપંપાળ. ૨૬
ધરે ક્રોધ રોવડાવે બાળ, બોલી બોલે જેમ ચંડાલ. ૨૭
વળી જોર નરની હાયે આલ, મૂકી ધર્મને ચાલે કુચાલ. ૨૮
આ દનિરંજન નાં માને અલી, બોલે વાણી તે પ્રપંચ ભરી. ૨૯
વળી તેને મુનિવર દે દાન, તેતો ગણાયે તે એ સમાન. ૩૦
બીજો ગોર નરનો પરવાર, પાલે ધર્મક્રિયા આચાર. ૩૧
તે શું મુનિવર મકર કરે, તેની આજ્ઞા શિર નવ ધરે. ૩૨
લોભ ક્રોધ જેને અતી ઘણો, અંજશ બોલે તે ગુરુ તણો. ૩૩
ખટ દર્શનનું વધારે માન, સત્ય ધર્મથી થાએ અજાણ. ૩૪
મન પાખંડમાં રાખે તાણી, ત્રીજો પાપી તેને લેજો જાણી. ૩૫
ધર્મ વેલાએ પગ પાછા ભરે, લાણુ લેતા અદકેરી લહે. ૩૬
ન કરે વખત ન જાણે જાપ, ચોથો પાપી આપો આપ. ૩૭
ભણે પારાધી તમે પાત્ર, તમ દર્શને થઈ ગુજ જાત્ર. ૩૮
મને શાંભળવા હર્ષ પૂર, કોણ કાહેર ને કોણ શૂર. ૩૯
મૃગ ભણે સુણજો વાત, કહુ કાહેર શૂરાની જાત. ૪૦

---

## શૂરાનાં લક્ષણ.

---

શૂરો પેહેલો રણે સંચરે, શત્રુ દળે જઈ ઘા કરે. ૪૧
સતે દતે પીડાવે ગાત્ર, કરે દાન જૂએ સપાત્ર. ૪૨

આણુ ગોર નરની પાલે જેહ, દેવે દશોંદ ઉમ્મંગે જેહ. ૪૩
વખત વેળા નાં ચુકે લગાર, પેહેલો શૂરો તે સાર ધાર. ૪૪
એક પુરૂષ નિંદ્રા નાં કરે, ધર્મ તણી તે ચિંત્તા ધરે. ૪૫
નિત્ય અમીપીયે પાળે ધર્મ, હાલ ગુજારીને બાળે કર્મ. ૪૬
પ્રકાશે પાપ લજ્યા નવ ધરે, સેવા માત પિતાની કરે. ૪૭
આળશુને સોંઢાડે જેહ, પાડોશીને સંભાળે તેહ. ૪૮
જે બોલે તે પાળે વાચ, બીજો શૂરો તે કહિયે સાચ. ૪૯
વાચકાચ્છ દ્રઢવંતો હોય, પરવેદનાં જાણે સોએ. ૫૦
થઈ સુમરોને આન્નંદ લહે, સત્ય શિખ બીજાને દહે. ૫૧
બોલી પંચમાં ને જશ લહે, જ્ઞાન ધરમની વાતજ કહે. ૫૨
કરે ધર્મ તણું જે કામ, ત્રીજો શૂરો તે એનું નામ. ૫૩
દુ:ખી જોઈ દયાદિલ ધરે, તેની સેવના આન્નંદે કરે. ૫૪
પરમારથ પર જેની પ્રીત, દયાદાનની જેની રીત. ૫૫
રાખી હેત કરે નહિ ક્રોધ, અજ્ઞાનીને દેવે બોધ. ૫૬
દાન ભક્તિની નાં કરે આશ, માયા મોહનાં તોડે પાસ. ૫૭
પરજીવની ઘાત નાં કરે, પાપ કર્મથી બીતો ફરે. ૫૮
ધ્યાન ગુરુ તણુ તે ધરે, લેઇ માલાને સમ્રણ કરે. ૫૯
નાત જાતનો સેડવે ભાર, શૂરો ચોથો તે સાર ધાર. ૬૦

---

## કાહર લક્ષણ.

---

ધર્મ મારગે જાતાં બીએ, ઉત્તમ આચાર દિલ નવ લીએ. ૬૧

અન્ય તણો ઓશિયાળો રહે, ધર્મિ તણા તે ચાળા કરે. ૬૨
વખત વેળાનું નાં રાખે ભાન, સુણે શિખે નહિ તે જ્ઞાન. ૬૩
વાટે ઘાટે બીએ અપાર, એક કાહેર તે સંસાર. ૬૪
છતાં ધને લુખો કરે અહાર, પુન્ય કરતાં પૂંછે પરવાર. ૬૫
હાણ જોખમની નાં રાખે સૂજ, ગુરુ સેવાની રાખે ન બુજ. ૬૬
નશિખે જ્ઞાન ને નવ શિખવાડે, બીજો કહે એ જમવાડે. ૬૭
ન કરે તિર્થ ન પરદેશે ફરે, ઘર બેઠાં તે વાતું કરે. ૬૮
રાજા દંડે આપે તે ધાન, નાં કરે ગુરુ તણું સન્માન. ૬૯
ભાંડ ભવૈયા શું રાખે હેત, ત્રીજો કાહેર પડયો માને પેટ. ૭૦
સત્ય વાત હૈયડામાં ન ધરે, ડરી સત્યથી પગ પાછા ભરે. ૭૧
જેને લોભ લાલચ અપાર, ગત તણો તે નાં જાણે સાર. ૭૨
પિંડ પોષવા શું વેહેવાર, તજે પોતા તણો પરવાર. ૭૩
ગ્રહસ્થા ધર્મ ન સાચવી શકે, સાધુ થાવાને મનમાં ધખે. ૭૪
કામ ધંધે આળશુ હોય, વસ્ત્ર વિના તે નારી રોયે. ૭૫
રાખે મુંઢ બાળકને જેહ, ચોથો કાહેર કહિયે તેહ. ૭૬
વરધ ભણે મૃગ સુજાણ, કેવા કરૂં તે તારા વખાણ. ૭૭
મન ઉપની વાત એક એહ, કહિયે મીઠા ખારા કોને જેહ. ૭૮
મૃગ ભણે પારાધી જાણ, કહું મીઠા ખારાનાં વખાણ. ૭૯

---

## મીઠું કોણ ?

---

પ્રથમ મીઠું તે સત્ય પ્રમાણ, જેની ચૌદ બ્રમાંડમાં આણ. ૮૦

એક મીઠું તે પીરશાહ નામ, મીઠા સત્ય ધરમનાં કામ. ૮૧
મીઠું ભોજન મીઠો રાગ, મીઠો પણ્ડિત ધર્મની જાગ. ૮૨
મીઠો ભક્ત સર્વો જેનો સાદ, મીઠો મુખી તે ઉત્તમ નાદ. ૮૩
ગુરુ મીઠા જુગ પ્રમાણ, મીઠા ધર્મ તણા જે વખાણ. ૮૪
મીઠી સ્ત્રી શુંદિર વાણ, મીઠું જોબન ધન્ન તે જાણ. ૮૫
મીઠું ભૂખે લાગે અન્ન, મીઠું ઉદક તરષે પ્રશન્ન. ૮૬
મીઠું ભોજન માંહે ખીર, મીઠું લુણ જે પાક સધીર. ૮૭
લાગે ધર્મિને મીઠું ધર્મ, કરે કશોટી બાળે કર્મ. ૮૮
લાગે જોગીને મીઠું જ્ઞાન, મીઠાં લાગે ભોગીને પાન. ૮૯
મીઠું હોય શૂરાને સંગ્રામ, હોય સ્ત્રીને મીઠો શ્યામ. ૯૦
મીઠું ભક્તને હરીનું નામ, ચોથું મીઠું અમ્મર ધામ. ૯૧

## કડવું કોણ!

એક કડવું જે માથે રણ, વલી કડવું પુત્રીનું ધન. ૯૨
વલી કડવું કલંકી નાર, જેથી કડવો થાએ સંસાર. ૯૩
વલી કડવી જે લાગે ભૂખ, અતિ કડવું જે દિલનું દુઃખ. ૯૪
કડવું વૃદ્ધ પુરૂષ સ્ત્રી નવી, કડવું એથી અજાણ સોકવી. ૯૫
વલી કડવું તે નિર્ધન પણું, ઉપજ થોડીને દેવું ઘણું. ૯૬
ઉનાળે કરવું પ્રયાણ, આળશ ત્રીજી કડવી જાણ. ૯૭
વળી કડવું જે મૂરખ સાથ, કડવું ધન તે પારકે હાથ. ૯૮
મોટું કડવું જે માથે ભાર, અતી કડવું ફંદ અપાર. ૯૯

કડવું એક પડે દુષકાળ, કડવી એક ઓચિંતી ફાળ. ૧૦૦
ઘડપણમાં જે પૂત્ર મરે, એથી કડવું કોઈ નહિ ખરે. ૧૦૧
કડવું એક જે માંગવી ભીખ, કડવી મૂરખને દેવી શિખ.૧૦૨
કડવું મૂંઢ કપુત્ર સાર, ચોથું કડવું ખોટા વિચાર. ૧૦૩
ભણે પારાધી તું મૃગ દેવ, સત્ય કહું હું પ્રતગ ભેવ. ૧૦૪
ગુણ તારાનો પાર નાં લહે, એક સાંસો તે મનમાં રહે.૧૦૫
કોણ સાધ ધુતારો હોય, તેનો ભેદ તે કેહજો મોએ. ૧૦૬
ભણે મૃગ તે સાવધ રહો, ભેદ સાધનાં મનમાં લહો. ૧૦૭

---

## સાધનાં લક્ષણ.

---

સાધ તેજે સાધવે કરમ, કરે ન પ્રપંચ ને અધરમ. ૧૦૮
કૂડ કાવલ નાં જાણે ઘણું, સાધ નામ કહિયે તે તણું. ૧૦૯
પાપ થકી બીએ અપાર, ધરમા ધર્મ નાં કરે વિચાર. ૧૧૦
સત્યગોરની ભક્તિ કરે, નામ શાહનું અંત્તર ધરે. ૧૧૧
વખત વેળા તે સાધ્યા કરે, અમી પીવાને તે સંચરે. ૧૧૨
માતપિતાની ભક્તિ કરે, બીજો સાધ મૃગ ઓચરે. ૧૧૩
જે નરને સંતોષજ ઘણો, મરમ ના ખોલે કોઇ તણો. ૧૧૪
દીઠે આવે ને દીઠો જાએ, પરધરમીનું અન્ન નવ ખાએ. ૧૧૫
ક્રિયા આચારપાલે આએ, સાંસે ઉસાંસે સાધનાં થાએ. ૧૧૬
પાળે વ્રત ધરમનાં જેહ, પરથાપણુ ન ઓળાવે તેહ. ૧૧૭

પડી જડી નવ લેવે જેહ, ત્રીજો સાધ તે કહિયે એહ. ૧૧૮
બેઠક જેની ઉત્તમ સાથ, કામણુટુમણુના ની જાણે વાત. ૧૧૯
છળ ભેદ ન કરે ભવાઈ, નવ પૂરે તે જૂઠી ગવાઇ. ૧૨૦
આશા વિનાની ભક્તિ કરે, થઇ સુગરો જુગમાં ફરે. ૧૨૧
હૈયડે હોય હરિનું નામ, સાધ ચોથો તેનું નામ. ૧૨૨



## ધુતારાના લક્ષણ.



મનમેલાને શીતળ વાણુ, ખાયે તેનું તે ખોદે જાણુ. ૧૨૩
ભોળાને ફોસલાવવા કાજ, સત્ય ધર્મની બોલે વાચ. ૧૨૪
અંત્તરભાવ પરધર્મનાં હોય, સ્વારથ તણો જે સાધુ હોય. ૧૨૫
પૈસા ખાતર પાલે ધરમ, એક ધુતારાનાં એ કરમ. ૧૨૬
જણુ જણુને નમે જે અપાર, ધરમ તણી ના કરે સંભાલ. ૧૨૭
પેટ સ્વારથે બોલે વાણુ, જાણે હાથી દાંત પ્રમાણુ. ૧૨૮
છંદ ચાળાને ચરપટ કરે, બીજો ધુતારો એતો ખરે. ૧૨૯
સ્રીમંડળમાં ફરતો ફરે, નાદ છંદ ભવાઇ કરે. ૧૩૦
ધરમ નામે ઉપજાવે ધન, ડોળ કરીને છેતરે જન્ન. ૧૩૧
ધરમ તણી ભેળસેળ કરે, અલી નિરંજંન કહેતાં ડરે. ૧૩૨
ધરમીને ઉપજાવે ધાડ, ધરમ ધ્યાનમાં નાખે રાઢ. ૧૩૩
જૂઠા સમ એ ખાએ ઘણા, કૂડ કપટની નાંહી મણા. ૧૩૪

લોક દેખાડવા રોજે જાએ, ત્રીજો ધુતારો એ કહેવાએ. ૧૩૫
થોડું બોલે ને ચરપટ ઘણા, વેણ પાળે નાં સત્પંથ તણા.૧૩૬
પુત્ર પિતાનો રાખે ન નેક, વચન તેવું નાં પાલે એક. ૧૩૭
ગ ધ્યાન જે નર ધરે, હુળવા હુળવા ડગ જો ભરે. ૧૩૮
ળા હાથમાં ફેરવે જોર, ન્યણા તેના તે નારીને ઠોર. ૧૩૯
ક્તાઈનાં તે ચાળા કરે, નિંદા સત્ગોરની ઓચરે. ૧૪૦
પા તિલક કરે અપાર, ચોથો ધૂતારાનો સરદાર. ૧૪૧

——(૦)——

રાગ દોહરો, ચાલ સામેરીની.

બન્ને કર તે જોડીને, બોલે પારાધી વાણ,
મૃગ ચતુર સુજાણ છો, પરખી આપની વાણ. ૧
એક સાંસો મનમાં રહે, શાંભળેવાને ઉમંગ;
વિસ્તારી કહો મૃગજી, ઉપજે આનંદ અંગ. ૨
કહો હરી પૂજા તણો, ફળ તે કવણ પ્રકાશ;
જે ફળે આનંદ ઉપજે, પૂરે મનની આશ. ૩
અમ્મર ધામ સેથી મળે, ભોવન શોવનમાં નામ
અનેક સુખ સેમાં ભર્યા, કહો હવે ગુણ ધામ. ૪

---

## પુજાનું મહાત્મ્ય.

---

રાગ ચોપાઈ ધનાસરીની લેહમાં.

હ્યો અમૃત વાણ, સુણો પારાધી ચતુર સુજાણ. ૧

અમ્મરપદ પૂજાથી મળે, આધી વ્યાધીને પીડા ટળે. ૨
સુખ અત્રે જે ભોગવે ઘણું, કહિયે એ ફળ પુજા તણું. ૩
દેવ ગાંધ્રવને મુનિવરા, કાર્ય એમનાં પૂજાથી સર્યા. ૪
સિદ્ધ થયા ઝાખા કિન્નરા, પુજા પ્રતાપે ઠામે ઠર્યા. ૫
મેધા પોહોંચ્યાં છપ્પન ક્રોડ, પુજા પ્રતાપે પામ્યા હોડ. ૬
ધ્રુવ પ્રેહલાદ અમરિષ નામ, ઘટ પુજાએ પામ્યા ઠામ. ૭
પાત્ર કુળને પરખ્યુ તે જાણ, પુજા તણા પ્રતાપેજ માન. ૮
ચારે ખંડમાં વર્તિ આણ, ફૂલ પુજાનાં એ પ્રમાણ. ૯
ચામર છત્ર બિરાજે જેહ, ફૂલ પુજા તણા છે એહ. ૧૦
જે ઘર હસ્તી બાંધ્યા બાર, ઘણા દીશે તેજી તોખાર. ૧૧
મોટા મેહલ મંદિર ભોગવે, આનંદ કૈલાશને જોગવે. ૧૨
જોગ ભોગ કરે વિલાસ, ઘટપાટ પુજાને પ્રકાશ. ૧૩
જે ઘર હોય પદમણી નાર, પુત્ર સલક્ષણા જે સાર. ૧૪
પાન ભોજન વેલા વાપરે, એ ફળ પુજાનાં મૃગ ઓચરે. ૧૫
જે ઘર હોય વૃદ્ધ ને કલ્યાણ, વિદ્યા સર્વે ગુણ સુજાણ. ૧૬
હોય બત્રીશ લક્ષણ ગુણ, ફળ પુજા તણા એતો સુણ. ૧૭
જે ઘર સરખી જોડી હોય, નિત્ય નવિન પ્રિતે જોય. ૧૮
પુત્ર આપ સમા નિસરે, શુભ લક્ષણ પુજાથી ખરે. ૧૯
પિતાંબર પેહરણ સાર, નિત્ય નવા કરે સણગાર. ૨૦
અનેક પરમલ અરચે અંગ, એવા શોભે પુજાનાં રંગ. ૨૧
પાન ફુલમાં શોભે સાર, વાહન પાલખી અનુસાર સાર. ૨૨

વરસાળે જે નર બેઠા રહે, ઘટ પુજાનાં ફળ તે લહે. ૨૩
ખીર ખાંડ ગ્રંથ ભોજન સાર, મનવાચિંત્તા લેવે અહાર. ૨૪
વાસી સિતલ નીર તે પીએ, ઘટ પુજાનાં ફલ તે લીએ. ૨૫
લાધે ઉદ્યમ ને લક્ષમી ઘણી, તે કરૂણા તો પુજા તણી. ૨૬
વાણોતર તો ઉભા બાર, હરિ પુજાના ફળ વિચાર. ૨૭
ગ્રભવાશે આવે નર જેહ, જરા જોખમ નાં દેખે તેહ. ૨૮
ચારે ખાણનાં ફેરા ટલે, ફળ પુજાના મૃગ ઓચરે. ૨૯

——(০)——

રાગ કાફી ચાલમાં.

---

## પશુ યોનીમાં દેવ ગુણ વિચાર.

---

પારાધી કહે મૃગ સુણ, ધન્ન ધન્ન તુજ અવતાર;
સંક્ષે મનમાં એક છે, તેનો કર નિસ્તાર. ૧
પશુ યોનીમાં તું સહી, અને જાણે ઉત્તમ જ્ઞાન;
તે કારણ કહો મુજને, સમજું સઘળી સાન. ૨
મનુષ્ય છતાં હું જડ રહ્યો, પાપી પુરણ પેર;
તે કારણ મુજને કહો, દયા કરો અતી પેર. ૩
કથા કહો સૌ કર્મની, વિગ્તેથી વિસ્તાર;
સંક્ષે મન નવ લાવતા, કહો કર્મ આચાર. ૪
પાપ કેવા મુજ પૂર્વનાં, કેવાં નડિયા દોષ;

કેવે પુન્યે તમો મળ્યા, તે રહે છે મુજને સોસ. ૫
પશુ યોની છતાં જ્ઞાન છે, જાણો સર્વે વાત;
તે પુન્ય કેવા કર્મનું, મુને કહેજો તે સાક્ષાત. ૬
પશુ યોની કેમ ભોગવો, કીયા પાપની પેર;
વનચર થઈને વિચરો, કેવા કુળિયા વેહુર. ૭
સાચું કેહજો મૃગજી, દેઉં ગોર નરની આણ;
આદિ નરની આણ છે, કહેજો સાચ નિર્વાણ. ૮
કહીને બાહેર નિશર્યો, આવ્યો મૃગની પાસ;
બેસી ભેળા વાતે વળ્યા, મને વળ્યો વિસ્વાસ. ૯
વદે નિસ્વાસે હાશ તે, થાય શાહ ઉચ્ચાર;
પીડ બદલે પીર કે, પરખે નહિ તે સાર. ૧૦
ગ વાણી સમજીયો, પૂર્વનો એ પરતાપ;
.તાપ સ્થાન શમ્મસ તણો, થયા દયાવંતા આપ. ૧૧
રળતા પ્રાણી ઓસરે, કહું પારધી વાત;
શુણો કથા આ પૂર્વની ખરેખરી વિખ્યાત. ૧૨
શંક્ષે રખે મન લાવતા, સાચી કહીશું પેર;
સમો પ્રભાતનો આવિયો, હવે જાઈશ મારે ઘેર. ૧૩
જઇ આવું હુ મમ ઘરે, તમ ઘર કરશું વિસ્તાર;
જરૂર ત્યાં તે તો કહું, લેજો સઘળો પાર. ૧૪
પારાધી વાણી વદે, પડું હુ તારે પાએ;
પ્રતિજ્ઞા શ્રી શાહની, હમણા ઘેર નાં જાએ. ૧૫
શક્ષે છેદી માહેરો, પળજો રૂડી પેર;

ઉદય થયે દી પધારજો, આવજો મારે ઘેર. ૧૬
તુજને જાવા નહિ દઉં, આવું તુજ સંઘાત;
ભ્રમ ભાંગ્યાં વિણ જો જશો, તો કરીશ મારી ઘાત.૧૭
મૃગ ભણે શુણ સંત્તજન, રાખો મનમાં ધીર;
ભેદ કહું હું તાહેરો, શાંભળ મારા વીર. ૧૮

પ્રથમ કહું હું માહેરો, કથા તણો વિસ્તાર;
પછી કહું હું તમ તણો, શાંભળ જો સાર ધાર. ૧૯
પ્રથમ જન્મે સોની હતો, પાટણ નગરમાં વાશ;
સેવક સત્પંથનો હતો, નુર સત્ગોરનો ખાસ. ૨૦
ઘર મારૂં ખાના કને, ધર્મ ઉપર હતું ધ્યાન;
સેવા કરતો પ્રેમથી, શાંભળતો સુદ્ધ જ્ઞાન. ૨૧

ભક્તિ માર્ગ ઉત્તમ હતો, પુરણ ગુરુ પ્રતાપ;
સ્વભાવ ભોળો માહેરો, તેનું લાગ્યું પાપ. ૨૨
ભોળા ભાવે હું રહ્યો, ગુરુ વચને આધીન;
મુખીની આજ્ઞા માનતો, રહેતો થઈને દીન. ૨૩
તે કારણ આવી નડયું, ન સમજ્યો મુખીની સુદ્ધ;
મુખી એ ક્રોધી હતા, પણ હતી પવિત્ર બુદ્ધ. ૨૪

બીજ આવી શુકર તણી, ઉત્તમ વ્રતનો દીસ.
વ્રત ધારી સર્વે હતા, પધારિયા જુગ્દીશ. ૨૫
વ્રત પાળવું સર્વથા, ગુરુની આજ્ઞા એહ;
ગુરુએ ભોજન માંગીયું, મુખી નાં સમજ્યા તેહ. ૨૬

ડાહુપણ ડોળ્યું ત્યાં ઘણું, નહિ સમજ્યા કંઈ ભેદ;
બોધ ગુરુ વિવેકે કર્યો, પણ મુખીને ઉપજ્યો ખેદ. ૨૭

ગુરુ પર તે રીશે ભર્યા, ગયા પોતાને ધામ;
ત્યાં તો હું ઉભો હતો, મને ફરમાવ્યું કામ. ૨૮
ભોજનની કરી આજ્ઞા, મુજને તેણીવાર;
ભૂલ પડી ભોળપમાં, થયો શિખ દેવા તૈયાર. ૨૯

ઇન્કાર કર્યો મુખી પ્રેમમાં, હુકમ ગુરુનો જેહ;
મુખીને આધિન થઈ રહ્યા, ભેદ નાં સમજ્યો તેહ. ૩૦
ગોર પોતે જ્યાં હજુર છે, ત્યાં શું મુખીનું કામ;
ભોળા ભાવે બની ગઈ, તે દિવસ તે ઠામ. ૩૧
પાપ તે નડિયું મુજને, કુટુમ્બને પણ તેહ;
ભામનિયો તેમાં ભળી, લારે લાગી જેહ. ૩૨

બુદ્ધી સર્વને આપી છે, શ્રી પમાત્માએ આપ;
ઉપ્યોગ તેનો નાં કર્યો, ખાધી તેની થાપ. ૩૩
ભૂલ્યાને સમજાવવું, હોય પિતા પતી કે માત;
નાં માને તો કંઈ નહિ, કર્મ પોતાની સાથ. ૩૪
ફરજ પોતાની બજાવવી, ન ભળતુ બોલવું કાંઈ;
ભૂલ થઈ મુજ કુટુમ્બની, જોયું નજરે આંહી. ૩૫
તે પાપે હમો પશુ થયા, હું સ્રીયોને બાળ;
જે પ્રથમ અહીં આવીયો, તેજ હતી મુજ નાર. ૩૬
પુન્ય કહું હવે માહેરા, રહ્યું છે જેથી જ્ઞાન;

સત્પંથ સેવા અતી કરી, વ્રતનું રાખ્યું ભાન. ૩૭
ભૂલ પડયા પછી સમજિયો, પસ્તાયો બહુ પેર;
કાલાવાલા ઘણા કર્યા, પાપની માંગી મેહેર. ૩૮
છોડવ્યા ગુના ગત આગળે, નિશદિન કર્યો પરિતાપ;
વખત વેળાને સાચવી, મળતો ગતમાં આપ. ૩૯
વોંશ સેવી સત્ગોરની, મનમાં રાખી હેત;
બીજ વ્રત મેંતો કર્યા, વાર શુકરનાં તેત. ૪૦
મદ્ધ રાતે હું જાગતો, રાખીથી તે ટેક;
સત્પંથ પૂરો પાળતો, ધારી નિર્મળ નેક. ૪૧
તે પ્રતાપ ગુરુ દેવનો, વ્રતનો છે મહિમાએ;
પશુપણામાં શાંભરે, કૃતવ્ય પૂર્વનાં આંએ. ૪૨
મંત્ર હું ભૂલ્યો નથી, જપતો દિવસ રાત;
જ્ઞાન ધ્યાન કરતો સદા, જોહુતો પશુની જાત. ૪૩
ફળ સર્વે સત્પંથનું, જે શુકરવારી બીજ;
તે પશુ પણામાં પાળતો, ધારી મન્ન પતીજ. ૪૪
અવતાર મારો અહિં થયો, ઉત્તમ વન્ન મોઝાર;
ફળ મળ્યું એ પૂર્વનું, કહું તેનો વિસ્તાર. ૪૫
જાગ્યા છે આ પીરની, શમ્મશ જેનું નામ;
નુર સત્ગોરનાં પુત્ર છે, એ કરે અન્નતનાં કામ. ૪૬
કળા છે ગોર નર તણી, ફરે મુલક ચોવીસ;
પિતા પછી પોતે થયા, પૂરણ એ જુગ્દીશ. ૪૭
પગ એનાં પ્રતાપથી, અભય થયું વન જાણ;

સર્વ પારધી હારીયા, લાગે નહિ કંઇ બાણ. ૪૮
તું બે દિવસ મથી રહ્યો, આ વનડા મોઝાર;
બાણ પાસ ખાલી ગયા, લાધ્યું નાંહી શીકાર. ૪૯
પૂર્વ તણા કંઈ પુન હતા. વળી વન તણો પ્રતાપ;
પાપ હમારા બળી ગયા, ટળિયો સર્વ સંતાપ. ૫૦
દર્શન થાતા દેવના, પીતા કુંડનું નીર;
સ્નાન કરતા એ કુંડમાં, પોતે સ્યામ શરીર. ૫૧

## પારાધીનું પૂર્વ વિસ્તાર.

પુન્ય ફળ્યું એ માહેરૂં, હવે કહું છું તારી વાત;
સુખી કહ્યા તે આપ છો. એ આપ તણો પ્રતાપ. ૫૨
ક્રોધે થયા છો પારધી, ધાયા ગુરુને દેવા શીખ;
બુદ્ધ નાં રાખી જ્ઞાનમાં, ઓળખ્યા નાં જુગ્દીશ. ૫૩
ક્રોધ કર્યો અજ્ઞાનમાં, ભેદ ભૂલીને જેહ,
તે પાપે ભૂખે મર્યા, એ પાપ નડયા છે તેહ. ૫૪
આ કુટુમ્બ હમારૂં એજ છે, હતું જે ત્યારે સાથ;
સમજાવ્યા નહિ તમને, તે તેનું લાગ્યું પાપ. ૫૫
માત પિતા તે વૃદ્ધ છતાં, દીધી નાંહી શીખ;
તે કારણ દુઃખ પામે છે, હવે નાં કરતા રીશ. ૫૬
પાપ તમારા મેં કહ્યા, કહું પુન્ય તણો વિસ્તાર;

કહું છું સર્વે શાંભળો, રાખી વિવેક વિચાર. ૫૭
વ્રતનાં ચૂકયા બીજનાં, વખત નાં ખોયો કોયે;
ગતની સેવા આદરી, પુન્ય પ્રગટયા સોએ. ૫૮
સમજયા ભૂલ તે તુર્તમાં, ક્રોધ કાઢયો તે વાર;
ગુના બક્ષાવ્યા ગત કને, વિન્તી કરી અપાર; ૫૯
પશ્ચાતાપ તે અતી કર્યો, રોતા રહ્યા કંઈ માસ;
પુન્ય તમારા તે ફળ્યા, કહું છું તમને ખાશ. ૬૦
વળી આ ભોમે આવીયા, અને લાધ્યો ઉત્તમ જોગ;
બીજ શુકરવારી મળી, પાપનો ટળિયો રોગ. ૬૧
અણુચિતવ્યુ અદરાઈ ગયું, વ્રત બીજ નો એમ;
ગુરુવારે તમ પામીયા, પ્રસાદ પીરના તેમ. ૬૨
નીર મળ્યું તે કુંડનું, પવિત્ર ઉત્તમ સાર;
શુકરવારે ભૂખ્યા રહ્યા, ન મળિયું કાંઈ સ્વાર. ૬૩
રહ્યા તમે તો અજાણમાં, દુ:ખ દીઠા તે અપાર;
થાકયા પાકયા ઘૂમતા, નાખી નિસાસા સાર. ૬૪
પીડ પીડ કરી બોલતા, સંભારીને દુ:ખ;
શક્તી વીના જીભ અટકતી, થાતું પીર પીર મુખ. ૬૫
વળી હાશ કરીને બેસતા, ઉઠતાં કરતા હાશ;
ડગ ડગ થાકે ઉપાડતા, ત્યાં હાશ બોલતા ખાસ. ૬૬
સાંસે સાંસે બોલતા, પણ શક્તિ વિણુ તે સાર;
ઉચ્ચાર ન વળતો તે તણો, વળતો શાહ ઉચ્ચાર. ૬૭

બળતું રાતે વાગીયું, જાગ્યા તેથી આજ;
સત્સંગ કર્યો તમે પ્રેમથી, સુધર્યા તેથી કાજ. ૬૮
માહાતમ્ય મોટૂં બીજનુ, શુક્રવારી જેહ;
પ્રતાપ ફળ્યો છે તેહનો. નહિ તેમાં સંદેહ. ૬૯
પ્રસાદ લીધો તમે માંગીને, પીરજી કેરે પાસ;
તે ગુણ તમે શંભારતા, ફરી ધરતા તેની આશ. ૭૦
ચિત્ત તમારૂં ત્યાં હતું, વળી પામવાને અન્ન;
ધ્યાન તમે ત્યાં રાખીયું, મન થયું પાવન્ન. ૭૧
પુન સર્વે એ ફળ્યા, સંતોષ રહ્યો મન માંયે;
જીવ હત્યાસું ટળી ગઈ, બીજ ફળી સદભાયે. ૭૨
શુકરવારી બીજનું, જાગરણ કરવા કાજ;
પીર આશ્રમે હમો હતા, તે કહું હવે મહારજ. ૭૩

---

## પીર આજ્ઞા.

---

તમ સંગે હમો પાતકી, થયા હતા જે ત્યાંએ;
પીરજી પોતે જાણુતા, જે શમ્મસદિન છે આંએ. ૭૪
તે વિજોગને ટાળવા, કરી કૃપા મહારાજ;
પવિત્ર વ્રત પ્રતાપથી, રાખો આપણી લાજ. ૭૫
કરી આજ્ઞા મમ સીને, આવી તે તુજ પાસ;
હુશીઆર તુને જગાડવા, કરવા સત્સંગ ખાસ. ૭૬

વાચા દીધી ગુરૂજીએ; પશુપણાની માંહે;
વાણી કરી તુજ સાથમાં, બુદ્ધ દીપેલી ત્યાંએ. ૭૭
કર્મે કર્મે મોકલ્યા એક પછીથી એક;
છેવટ મુજને મોકલ્યો, પૂરણ રાખી ટેક. ૭૮
એ પ્રતાપ સૌ બીજનો, સમજો સારી પેર;
ચાલો મારી સાથમાં, મળશે ગુરુજી ઘેર. ૭૯
સમય થયો છે ગતનો, મળ્યા હશે મુનિ જન્ન;
તેમાં આપણે મળવું, પૂરણ થાવું પાવન્ન; ૮૦
પારાધી ત્યાં સમજીયો, હૃદય ઉપજી બુદ્ધ;
પૂર્વ વાત સૌ શાંભરી, સમજ્યો સર્વે સુદ્ધ. ૮૧

## પારાધીને જ્ઞાન.

રાગ ચોપાઈ ચલતીની લેહમાં.

જાલ ધંટ તોડી કમાન, તોડયા પાસને ફેંકયા બાણ. ૧
ઉઠી મૃગને લાગ્યો પાએ, પ્રથમ ગુરૂ તુ મારો થાએ. ૨
મારા પાપનો આણ્યો છેહ, કેમ આભાર ભૂલું તેહ. ૩
મને મેળવશો ભગવાન, દાસ પોતાનો કરી જાણ. ૪
મારા કર્મ હતા ભૂંડા જેહ, ભાગ ભોગવ્યો છે તમે તેહ. ૫
અવગુણ કેડે કર્યું ગુણ જાણ, સત્ય ધર્મ તારો પ્રમાણ. ૬

ગુરુ દયાળુ એવા હોય, ભુલડાને મનાવે જોય. ૭
એતો સદા દયાળુ જાણુ, મુને બુડતો તાર્યો નિર્વાણુ. ૮
મારી શંભાળ પોતે લીધી, તમને તેડવા આજ્ઞા દીધી. ૯
ચાલો આવું તમારી સાથ, જઈ મળું ત્રીભોવનનાથ. ૧૦
ધન્ય બીજ શુક્રવારી વ્રત, પાપી મુક્ષ પામે છે તૃત. ૧૧
ધન્ય પુન્ય પવિત્ર જાગ, જ્યાં હોય ગુરુજીનો માગ. ૧૨
ધન્ય તે જળનો પ્રતાપ, વશે ગુરુજી આપો આપ. ૧૩
ધન્ય પ્રસાદ તે કહેવાયે, જે જે પીર હાથે દેવાયે. ૧૪
ધન્ય સત્સંગનો મહિમાય, તમ પ્રતાપે સરવે થાએ. ૧૫
ધન્ય જાગવું આજ નીરાંત, મળે તેથી ત્રીભોવનનાથ. ૧૬
ધન્ય સત્પંથ સાચો સંગ, ગોર ચરણે લાગે જો રંગ. ૧૭

## ગુરુની દયા.

રાગ સાખી, ઉતાવળી ચાલ.

પારાધી ઉભો થયો, થયો મૃગની સાથ;
સાથે સાથે આવિયો, જ્યાં ત્રિભોવનનાથ. ૧
પીરે જાણ્યું પ્રેમથી, આવે છે મુજ બાળ;
બિરદ પોતાનુ પાળવા, વચન તણા પ્રતપાળ. ૨
સમય થયો ઘટપાટનો, મુનિવર મળિયા અપાર;
હરણ સંઘ વરઘ આવીયો, ઉભા બન્ને દ્વાર. ૩

ચરણે નમ્યા તે પીરને, ઉભા કરે અરદાસ;
અરજી હમારી શાંભળો, પૂરો મનની આશ. ૪
પ્રહલાદ આપ્યો પ્રેમથી, આપ્યું અમૃત નુર;
બીજ વ્રત પૂરો કર્યો, થાવર વારે હજુર. ૫
પારધીને ધર્મિ કર્યો, શિષ્ય કર્યો તે વાર;
હાથ મુસ્તકે ફેરવ્યો, પૂરણ કીધી સાર. ૬
પારધી ચરણે પાડયો, માંગે છે વરદાન;
પાપ તે મારા કાપજો, કરો અભય કલ્યાણ. ૭
અરજી મારી માનજો, રાખજો ચરણે નાથ;
ઘેર હવે હું નવ જઉ, રહું તમારી સાથ. ૮
પીર અતી રાજી થયા, બોલ્યા પારધી સાથ;
પ્રાશ્ચિત તો પૂરા થયા, ઝાલ કુટુમ્બનો હાથ. ૯
રૂણ છે માથે તાહરે, સમજવો જઈ સાર;
બંધનથી છોડાવવા, વેગે કરતું વાર. ૧૦
પ્રબોધ દેજે પ્રેમથી, પાળશે તારી વાણ;
સત્પંથમાં તું ભેળજે, દેજે શીખ સુજાણ. ૧૧
ધરમ દેવા અહીં લાવજે, ગોર તણી ગત માંહે;
ગુના માફ કરાવજે, લાવી સર્વને યાંહે. ૧૨
વલતો પારાધી બોચરે, શાંભળો મારા નાથ;
કહ્યું મારૂં કેમ માનશે, કેમ આવશે મારી સાથ. ૧૩
શમ્મસદીન એમ બોલીયા, તું જાજે તારે ઘેર;

હરણુ હરણી ત્યાં આવશે, કરશે રૂડી પેર. ૧૪
કુટુમ્બ તારો ત્યાં ચેતશે, હરણુ કરશે ઉપદેશ;
વ્રત તણા પ્રતાપથી, પલટાશે આ દેશ. ૧૫
તે પછી સર્વને તેડીને, આવજે આણે ઠામ;
પાપ પૂર્વના બાળવા, કરવું છે એ કામ. ૧૬
તારા જનને બોધીને, દેશું ધરમ આ ઠાર;
હાલ ગુજારતાં સર્વના, આવે પાપનો પાર. ૧૭
પીરે આપી સર્વને, આજ્ઞા જાવા ઘેર;
પારાધી પંથે પળ્યો, હરણુ પોતાને ઘેર. ૧૮
હરણા તે વનમાં ગયા, પારાધી પંથે જાએ;
મનમાં ઘણો વિમાસતો, વળી આનંદે ઉભરાયે. ૧૯
પાપને તે સંભારીને, કરે અતી આક્રંદ;
નીચ કુળમાં પડયા થકો, કેવા કીધાં છંદ. ૨૦
ક્રોધ પાપનું મૂળ છે, ભૂલાવે સુદ્ધ શાન;
જ્ઞાનને ઉલ્ટાવી દે, ટાળે સરવે ભાન. ૨૧

---

## પારાધીનો પસ્તાવો

---

રાગ ચોપાઇ ચલતીની ચાલમાં.

---

એવા મનમાં કરે છે વિચાર, મારા પાપ તણો નહિ પાર. ૧

મેં જીવ હણ્યા અપાર, તેનાં પાપનો લીધો ભાર. ૨
ઘણા પાપે પશુ યોની આવે, ત્રણ પાન તે સુકા ખાવે. ૩
જ્ઞાન બુદ્ધ મળે ન લગાર, ન હોય તેમાં વિવેક વિચાર. ૪
ઘણા પાપ પશુ શિર હોય, તે નર મૂંઢ જરા નવ જોએ. ૫
મારે પશુને નર જેહ, પાપ સર્વે તે તેનાં લેહ. ૬
પુન્ય પોતાનાં સર્વે જાએ, પાપ પુન્યની બદલી થાએ. ૭
એવા મેંતો કર્યાં ઘણા પાપ, ગોર છોડાવજો એ તાપ. ૮
એમ વિમાસતો ઘેર જાએ, ત્યાં સત્ગોર સમર્યા આયે, ૯
પૂર્વ ભવની ગતી થઈ, સુદ્ધ સાધની મતી ભઇ, ૧૦
બેઠા ગોર સંભારીને હેઠ, કુટે માથું છાતીને પેટ. ૧૧

## પારાધી વિલાપ.

### રાગ સાખી.

વિલાપ પારાધી કરે, અતી કરે આક્રંદ,
પૂર્વ ભવ શંભારતો, ગાત્ર કરતો ભંગ. ૧
પૂર્વની લિલા શાંભરી, ઉદય થયાં જ્યાં પુન્ન;
મહાતમ્ય કૂળ્યા છે બીજનાં, તેથી લાગી ધુન્ન. ૨
બેઠા રોવા કારણે, કરતો અતી વિલાપ;
પુન્ય ફૂળ્યા સત્સંગનાં ટળિયા સર્વે પાપ. ૩

## રાગ ભરથરીનો.

કથણી કર્મની કેટલી, કરૂં કેટલો વિસ્તારજી;
સંજોગ કેવા મુને મળ્યા, પડીયો જઈ કેવે ઠારજી.
દયા કરોને દાતારજી. ૧
દ્વિજપણું ગુણે ભર્યું, સંગે સત્પંથ સોએજી;
સુખી કહીને બોલાવતા, કૃપા ગુરુજીની મોએજી. દયા. ૨
પનોતો પરીવારે હતો, ધન્ન હતું હતી જાગજી;
વેહુવાર વણજ પૂરા હતા, હતો મનુષ્યમાં માગજી. દયા. ૩
સેવા હતી સત્પંથની, સાચા સ્વામીનો હાથજી;
જેણે આરબનો ઉદય કર્યો, અણી ત્રીલોકી નાથજી. દયા. ૪
મને ગોર બ્રહ્મા મલ્યા, આપે નુર સત્ગોરજી;
સત્ય સ્વરૂપે શોભતા, આજ કળજુગ પોરજી. દયા. ૫
સેવા હું સત્ય ભાવથી, કરતો દિન્નને રાતજી;
પાપ નડયા મુને પૂર્વનાં, એથી થયો ઉત્તપાતજી. દયા. ૬
ક્રોધપણુ રહ્યું અંગમાં, લવ્લેશ લગારજી;
તજવા તેને અતી મથ્યો, કેમે આવ્યો ન પારજી. દયા. ૭
સ્વભાવ સંગે વળગી રહ્યો, રહ્યો ક્રોધનો અંશજી;
વિઘ્ન એથી મુને ઉપન્યું, દીધો એણે મુને ડંશજી. દયા. ૮
જેને હાથે ધર્મ મળ્યું, ટાળ્યા જેણે મુજ પાપજી;
વાણીએ જે ધર્મ પાળતા, ટાળવા ચોરાશીનાં તાપજી. દયા. ૯
તેજ સ્વામી પધારીયા, દયા કરીને દાતારજી;
ભાગ્યહીણ હું પૂરો થયો, સમજયો નાંહી કંઈ સારજી. દયા. ૧૦

બીજ શુક્રવારી હતી, હતો વ્રત મુને ત્યાંએજી;
ધુન હતી અપવાસની, શાન્તી વિનાની જ્યાંએજી. દયા. ૧૧
વ્રતમાં સમ્તા રાખવી, નિર્મળ રેહવું સદાએજી;
ત્રશનાઓને ટાળવી, ગંભિરપણે વ્રત થાએજી. દયા. ૧૨
વ્રત ફળે છે ત્યાહરે, રહિયે શુદ્ધ આચારજી;
ક્રોધ કરીને ગુમાવીયું, થયો અતી લાચારજી. દયા. ૧૩
ઉત્તમ શિખ સુણી નહિ. મોહ્યો માનને અંધેરજી;
અહંમપણુ તેથી જાગીયું. હવે સમજ્યો સૌ પેરજી. દયા. ૧૪
ઉત્તમ દેહ શાહ કામની, ના હોય ઉત્તમ આચારજી;
ઉત્તમ ધરમ પણ કેમ ફળે, ના હોય સુદ્ધ વેહવારજી. દયા. ૧૫
સર્વ ઉત્તમતા મુજને મળી, મળિયા ગુરુ દીનદયાળજી;
ક્રોધે મુને ભૂલાવીયો. ટળ્યું સર્વ તત્તકાળજી. દયા. ૧૬
એક અવ્ગુણથી ઉપજે, અનેક અવ્ગુણ તે સાથજી;
સત્પંથથી તે પાડીને, વિસરાવે દીનાનાથજી. દયા. ૧૭
પુન્ય હતા જે પૂર્વના, મળિયો ઉત્તમ સંજોગજી;
બીજ શુકરવારી મળી, મળિયો મળવાનો લોગજી. દયા. ૧૮
પ્રશાદ મળ્યો પરીબ્રહ્મનો, મળિયો નિર્મલ નીરજી;
હરણ મળ્યા પૂર્વ પુન્યથી, જેને સાહે શમ્મસ પીરજી. દયા. ૧૯
મને મળ્યા એ પ્રતાપથી, દેવ દયાળુ દાતારજી;
ધર્મ કીધો પોતે પ્રેમથી, સત્ય શોભે સરદારજી. દયા. ૨૦
દુખડા અતી મેં વેઠીયા, થયો પારાધી અધમજી;
રણ વગડા માંહે રડખડયો, ઠરી બેઠો નહિ ઠામજી. દયા. ૨૧

દુઃખે સ્વજન્ન ટળવળે, ખાવા મળે નહિ અન્નજી;
વસ્ત્ર મળે નહિ પેરવા, ના હોય ગાંઠમાં ધન્નજી. દયા. ૨૨
પાપ નઠારા એ સૌ ક્રોધના, સત્ગોર કરો હવે સહાયેજી;
પ્રભુજી હવે ઉગારજો, ઝાલો ગરીબની બાંએજી. દયા. ૨૩
અપ્રાધ મેં અતી કર્યો, સ્વામી થયો હું અજાણજી;
દોષ મારા નવ દિલધરો, પ્રેમે પાળો આપની વાણજી. દયા. ૨૪
કેમ રીસાયા કંથજી, નારી જાત અજ્ઞાનજી;
વિના બુધ્ધે બોલી ગયો, નહોતી સુદ્ધ કે સાનજી. દયા. ૨૫
હવે પિયુજી પધારજો, વિયોગ વેઠયો અપારજી;
અવળી બુદ્ધ મેં કરી, દયા કરી કરો સારજી. દયા. ૨૬
દેહ ગમે નહિ મુજને, પ્રાણ પડિયો તુજ ત્રાણજી;
કુટુમ્બ ઘર કંઇ ગમે નહિ, ન ગમે જિવીતને ત્રાણજી. દયા. ૨૭
વન્ડું તે વેહરી થયું, ડુંગર થયા દુઃખનાં પૂરજી;
તેરે દિવસથી અળખામણા, પડિયો તમથી દૂરજી. દયા. ૨૮
સુદ્ધ સાન સર્વે ગઈ, નથી દેહ તણું ભાનજી;
હાથ ઝાલો મારો માવજી, અરજ સુણજો તે કાનજી. દયા. ૨૯
વ્હાલા સર્વ વેહરી થયા, બુદ્ધ આપી ન લગારજી;
સુદ્ધ વિના સુળી થઈ, અહંકાર થયો છે અંગારજી. દયા. ૩૦
સુદ્ધ દેજો સ્વામી સાથને, મોકલ્યો મુજને જે કાજજી;
માને કહ્યું મારૂં માવજી, તમ હાથે મમ લાજજી. દયા. ૩૧

---

# પારાધીનું ઘર.

## રાગ સાખી.

વિમાસણુ કરતો ઉઠીયો, પારાધી જે વાર;
શબ્દ એક ગેબી થયો, કાને પડયો તે વાર. ૧
" ચિંત્તા તજ તું પારાધી, ધરજે ધીરજ ઉર; "
" બીજ વ્રત પ્રતાપથી. પાપ થયા સૌ દૂર. " ૨
" જા ઘેર સમજાવવા, પુન્ય તણે પ્રતાપ; "
" જોગ સંજોગ ભેળા થશે, બન્શે આપો આપ. " ૩
" ધીર રાખીને બોધજે, અકળાતો તુ નાંહી; "
" તેઓના પણ પૂર્વના, ઉદય થયા પુન્ય આંહી. " ૪
" હિમ્મત હારી નવ જતો, વિઘ્ન નડે જો કાંઇ; "
" ધર્મે ધીરજ રાખતાં, ટળશે સર્વે તાંઇ. " ૫

## રાગ રામગીરી ચલતી લેહમાં.

હિમ્મત આવી પારાધીને પગ ભરવા માંડયા ઘર ભણી ડગ. ૧
આગળ મૂકે પણ પગ પાછો ખશે, ઘણા વિચાર મનમાં વશે.૨
ઠાલોમાલો જાઉ છું હું ઘેર, હવે કેવી થાએ છે ત્યાં પેર. ૩
માંબાપ કેવા કેછે કેણ, કેવા સ્ત્રી તે દે છે મેણ. ૪
પુત્ર પુત્રીનાં કેવા છે બોલ, એનુ કરશુ નિરાંતે તોલ. ૫
પ્રભુ સુદ્ધ બુદ્ધ એને દેજો, સ્વામી સાહે તે મારી રેહજો. ૬

એમ કરતાં આવ્યો છે ઘાટ, કુટુમ્બ સઘળું જૂવે છે વાટ. ૭
જ્યારે આવ્યો ઘરની પાસ, કુટુમ્બ ઉભું છે ચારે પાસ. ૮
બાળક આવ્યા છે સૌ ધાઈ, વળગ્યા દોડી તે સર્વે જાઈ. ૯
બાપા અમને ખાવાનું આપો, દુઃખ ભૂખનાં હવે કાપો. ૧૦
દીઠું વીલુ પારાધીનું મન્ન, સ્ત્રી તણું તો પડીયું તન્ન. ૧૧
બોલી રીશ કરીને અતી, સ્ત્રી કહેવાય પાનીયા મતી. ૧૨
તું તો વનમાં ઉઠી ગયો. કુટુમ્બ સઘળો ભૂખ્યો રહ્યો. ૧૩
તેં તો કરીયું પોતાનું કાજ, તારે કુટુમ્બ તણી શી દાઝ. ૧૪
તુંથી એકે સરે નહિ કાજ, ઘણું કહ્યું પણ નાવી લાજ. ૧૫
તું તો ઘર મૂકી વન ગયો, પરવાર માં ભૂખ્યો રહ્યો. ૧૬
નથી દાઝ કુટુમ્બની તને, ભૂંડી વાત સંભળાવીશ હમને. ૧૭
સુખ તુજથી શું મને હવું, તારા દુઃખ તે કેટલા કહું. ૧૮
બોલ્યો પારાધી ત્યાં વિખ્યાત, ભુંડી શાંભળ મારી વાત. ૧૯
જેને પેટે નાં ભાંગે ભૂખ, તેને ઘરમાં સેનું સુખ. ૨૦
ઘણો ઘણો નાં મેલીશ ભાર, સાચી વાતનો કહું વિચાર. ૨૧
વન માંહે થયું છે ઘણું, કહું વર્ણન હું તે તણું. ૨૨
પેહેલે દાડે ફરીને આવ્યો. ન મળિયું તો અન્ન માગી લાવ્યો. ૨૩
બીજે દાડે ગયો હું ફરી, જીવ હાથ લાધ્યો નાંહી જરી. ૨૪
આખો દાડો ફર્યો વન માંહે, જીવ એકે મર્યો નહિ કાંહે. ૨૫
એમ કરતાં પડી ત્યાં રાત, મુને શાંભરે ઘરની વાત. ૨૬
તેને ફરી હું વનમાં રહ્યો, જાલ બાણુ તાકીને રહ્યો. ૭૨

એક ઘડી થઈ જેટલે, આવી હરણી ત્યાં તેટલે. ૨૮
તારે ગ્રહ્યું મેં હાથે બાણુ, હરણી બોલી ત્યાં શિતલ વાણુ. ૨૯
હો હો વરધ રખે કરતો ઘાત, શાંભળ તુજને કહું એક વાત.૩૦
એણે વાત તે જ્ઞાનની કહી, તેતો વાચા દેઈને ગઈ. ૩૧
આવું સવારે હું તુજ ઘેર, એવી વાચા તણી એની પેર. ૩૨
એને જાતાં નાં લાગી વાર, બીજી હરણી આવી ત્રતકાલ. ૩૩
એ હરણી અલૌકિક અતાર, તેના ગુણનો નાં લંભે પાર.૩૪
એ પણ વાચા દેઇ ગઈ રાત. તારે ઘેર આવું પ્રભાત. ૩૫
પોહોર પાછલો જેટલે થયો, એક મૃગ તો ત્યાં આવીયો ૩૬
બોલ્યો આવતાં પેહેલાં વાત. હોહો પારાધી કરતો નાં ઘાત.૩૭
શાંભળ વાત કહું તાહેરી, તેણે શરશે ગરજ માહેરી. ૩૮
હું હમણાં થાનકે જાવું, તારે ઘેર પ્રભાતે આવું. ૩૯
એવું અચરત ત્યાં તો થયું, કહેતાં જાએ નહિ એ કહ્યું. ૪૦
એવા વેણ શુણી સૌ ખસીયા, અળગા ઉભા ઉભા સૌ હસીયા.૪૧
દેવા લાગ્યા તે સર્વ મેણુ, કેમ ગાંડા બોલે છે વેણુ. ૪૨
પૂરૂં પેટનું તું કરી આવ્યો, કંઈ રંગમાં રાતનો ફાવ્યો. ૪૩
હમને ગાંડા કરી તું કાઢે, તારી વાતને નાખજે વાડે. ૪૪
પશુ માણુસ પેરે બોલે ? માને જે હોય પશુ તોલે. ૪૫
ફોસલાવે છે ઝૂઠું બોલી, તારી વાતની કીમત તોલી. ૪૬
થોડું હશે તો ખાઇને આવ્યો, ઝૂંઠ બોલતાં તું નાં ફાવ્યો.૪૭
ત્યારે બોલ્યો પારાધી તે સાથ, હું કહું છું તે સાચી વાત.૪૮
વીતી વિગત તે સત્ય કીધી, નથી કપટ કે બાજી દીધી. ૪૯

જુઓ હમણા આવે છે મૃગ, તો તો માનશો મારૂં વ્રત. ૫૦
એક વાત કહું છું તમને, ખોટી આળ નાં દેશો હમને. ૫૧
મહા પાપે પારાધી થયા, કરતાં હત્યા વરસ ઘણા ગયા. ૫૨
પેટ ભરી નાં ખાધું ધાન, ન મળ્યા વસ્ત્ર કે નાં મળ્યું પાન.૫૩
દુઃખ દુઃખ કરતા જન્મારો ગયો, દહાડો સુખનો નાં આવિયો.૫૪
ધર્મ દાન નાં સમજ્યા કાંઇ, નાતો પ્રભુ ભજ્યા નાં સાંઈ. ૫૫
કરો ભક્તિ પ્રભુની નેક, ધરવી જીવ દયાની ટેક. ૫૬
પૂર પાપે પશુ યોની પામે, તે પાપ હત્યારાને જામે. ૫૭
એવા પાપ મારી તે નાં લેવા, ધિક્કે પડજો એવી હોય હેવા.૫૮
પાપે પરનું દુઃખ એમ લેવું, વણ લીધે તે ભરવું દેવું. ૫૯
મેં તો ટેક લીધી છે આજે, જીવ હત્યા કરી છે ત્યાજે. ૬૦
ધંધો કરો રાખીને નેમ, જગ સઘળી કરે છે જેમ. ૬૧
રળી મેળવશું હમે ધાન, પ્રભુ પાસે માંગીશું માન. ૬૨
ધનુશ્ય બાણ જાલને તોડી, ઘંટ ડંડ આવ્યો છું હું છોડી.૬૩
એવી શુણી પારાધીની વાત, બોલ્યા માતપિતા તે સાથ. ૬૪
પારધું કરતાં જન્મારો ગયો, તને બોધ ક્યાંથી એવો થયો.૬૫
તારી વાતંતો સઘળી સાચ, કરવું કઠણ સેહેલ છેવાચ. ૬૬
ગુરૂ એવો મળ્યો તને કોણ. તેની ઈચ્છા થઈ મને જોણ. ૬૭
ભાઇ ગાંડો તો તુ નથી થયો, એમ કાહેર સાથી ભયો. ૬૮
બોલ્યો પારાધી શાંભળો વાત, તમે શાંભળો માતને તાત. ૬૯
શુણો વાત તે ધરી ધ્યાન, કહું વાત ને સત્યજ માન. ૭૦

મૃગ મૃગલીએ દીધી બુદ્ધ, તેથી પામ્યો હું ઓત્તમ સુદ્ધ. ૭૧
તેજ વનમાં વાશી છે પીર, મહા ઉત્તમ ગુણુ સધીર. ૭૨
મૃગ પ્રતાપે દર્શન પામ્યો, તેનાં બોધે આન્નદ જામ્યો. ૭૩
તેનાં પરતાપે સરીયા આજ, આજ આપણુ સર્વનાં કાજ. ૭૪
દયા કરી છે દીનદયાળ, શરણે લીધા જાણીને બાલ. ૭૫
તેનુ પારખું જોજો એક, હરણુ હરણી આવશે નેક. ૭૬
તેનાં વેણુ તે તમે સુણુજો, પછી ગુણુ અવ્ગુણુ તેનાં ગણુજો. ૭૭
તમને હમણા નથી વિશ્વાસ, હમણા પૂરી કરશે પ્રભુ આશ. ૭૮
વાત કરતાં વિલંબજ થયો, મૃગ મંડલ આવી ઉભો રહ્યો. ૭૯
જોઈ વિસ્મય પામ્યા સૌ જન્ન, વાત્ય સત્ય માની તે મન. ૮૦
હર્ષ્યાં કુટુમ્બ સ્ત્રીને બાલ, ગઇ ભૂખ વર્ત્યો સગાલ. ૮૧
આવી હરણાને ઉભા છે બાર, બોલ્યો પારાધી તેણીવાર. ૮૨
વાત એક પુછું તત્તખેવ, તેનો પડતર દેજો હો દેવ. ૮૩
વચન પાળે તે નર કેવા, એનો પડતર દેજો હો દેવા. ૮૪
હરણુ બોલ્યો શુણીને વાત, શુણુ પારાધી કહું શાક્ષાત. ૮૫
વાચા દેઇને કેમ રહિયે, વાચા પાળીને ભવ્સાગર તરીયે. ૮૬
વચન પાળ્યા તે જીવ ઓધરિયા, અમરિખ પ્રેહલાદ નેધ્રુ તરીયા. ૮૭
વચન કાજે વેચાણા આપ, કુંવર રોહીદાસ હરિચંદ્ર બાપ. ૮૮
વચન પાળીને પાણ્ડવ હોએ, સતીયા વેણુ પાલે જે સોએ. ૮૯
જીવ જાતાં વેણુ નાં જાએ, તો કારજ સરવે થાએ. ૯૦
કોએ અમ્મર નાહી સંસાર, તમે વાત જૂઓને વિચાર. ૯૧

# સ્ત્રીના ગુણ.

બોલ્યો પારધી ફરી વાણ, મૃગ બોલો ચતુર સુજાણ. ૯૨
સ્ત્રી તણા તે ગુણ કહેજો, સત્ય ઉત્તર તે તો દેજો. ૯૩
મૃગ બોલ્યો શુણોને દેવ, સત્ય વાત કહું છું ભેવ. ૯૪
સ્ત્રી વિનાં ચાલે નાં સંસાર, તમે જોજો હૃદય વિચાર. ૯૫
સ્ત્રી વીના એ ઘર કેશો, જેમ ઉજડ હોયે વાશો. ૯૬
હોય સ્ત્રી તો ઘર નિધાન, સગા સ્નેહી તે પામે માન. ૯૭
પુરૂષ ભલો પણ શું થાએ, છોકરૂં એક તે નાં સચવાએ. ૯૮
સ્ત્રી થકી તે ઉછરે બાળ, કરે સર્વ તે આળ પંપાળ. ૯૯
ઘર ધંધાનો સરવે સાર, પૃથ્વી પેઠે તે ઝીલે ભાર. ૧૦૦
ત્યારે હરણી બોલી વાણ, શુણો પારધી ચતુર સુજાણ. ૧૦૧
આ મહિમાં જે સ્ત્રીનો કહ્યો, મૃગ જ્ઞાનીએ તેતો લહ્યો. ૧૦૨
પુરૂષ વિણ સ્ત્રીનો વિચાર, શું સુખ ભોગવે વિધવા નાર. ૧૦૩
નાર કુલટાઓ હોય જે સાર, પુરૂષ વિના કરે સણગાર. ૧૦૪
નીચ કરમે એ ઉતરે, રહે પેટને પછી મરે. ૧૦૫
બોળે નામ કુટુમ્બનું તેહ, પુરૂષ વિના સણગારે દેહ. ૧૦૬
એક ઘડી સુખને કાજ, બાપ દદાની ખુએ લાજ. ૧૦૭
વણ ભરથારે રહે જે નાર, તેનું ધિક્ક જીવ્યું સંસાર. ૧૦૮
સૌથી ઉત્તમ એ છે વાત, મરણ જીવન પીયુની સાથ. ૧૦૯

# પારાધીના પિતા ને હરણી.

---

શુણી વાત પશુની જયારે, બોલ્યો પિતા પારાધીનો ત્યારે. ૧૧૦
શુણ હરણી પશુ જાચ, કેમ બોલો મનુષ્યની વાચ. ૧૧૧
બોલી હરણી ધરીને નેહ, પિતા શુણો કહું હું તેહ. ૧૧૨
પૂર્વ ભવે સત્પંથી હતા, નિત્ય દેવ સેવામાં જતા. ૧૧૩
અમી પીતા હેતજ ધરી, દશોંદ દેતા શુક્રીતે કરી. ૧૧૪
બીજ શુકરનુ વ્રત કરતા, એથી આન્નદ મનમાં ધરતા. ૧૧૫
નુર સત્ગોર મળ્યા ગુરૂ દેવ, તેના પુન્ય ફળ્યા સત્યમેવ. ૧૧૬
પાપ હમારૂ પૂર્વનું નડીયું પશુપણું તે થકી મળિયું. ૧૧૭
એવા પુન્ય તણા મહિમાએ, હમે જ્ઞાની રહ્યા સત્યભાએ. ૧૧૮
તે વાત મનુષ્યની કરીયે, જ્ઞાન પૂર્વનું હૃદય ધરીયે. ૧૧૯
મૃગ બોલ્યો ત્યારે વાણ, પિતા શુણજો ચતુર શુજાણ. ૧૨૦
પૂર્વ ભવની હતી ભૂલ, તેથી પડયું હતું એ શુળ. ૧૨૧
પિતા પારાધીનો બોલ્યો, ત્યારે પરદો અંત્તરનો ખોલ્યો. ૧૨૨
મારા પુત્રને શું તમે કરીયું, તેના હૃદયમાં શું ભૂત ભરિયું. ૧૨૩
ત્યારે મૃગ બોલ્યો તે વાર, મારો વાંક નથી તલભાર. ૧૨૪
પાપ પુત્ર તમારાના નડિયા, તેથી હમો પશુમાં પડિયા. ૧૨૫
તમ પુત્રે નાખ્યો ઉત્તપાત, તેથી હમો થયા પશુ જાત. ૧૨૬
ત્યાં પિતા તે અચરત ભયો, મૃગે વેણુ તે કેવો કહ્યો. ૧૨૭
મારા પુત્રનો જે પાપ, તેતો ભોગવે આપો આપ. ૧૨૮

એ પાપ તને કેમ નડિયા, તેના દુઃખ તને કેમ પડિયા. ૧૨૯
ત્યારે મૃગ બોલ્યો છે વાણ, શુણો પિતાજી ચતુર સુજાણ. ૧૩૦
એ વાત છે અતી ઘણી. એ છે કથા તે પૂર્વ તણી. ૧૩૧

---

## રાગ સાખી ચાલમાં.

---

મૃગ સર્વ વિસ્તારી કહે. કથા પૂર્વની સાર;
મુખી તણી તેણે કહી, વાત સર્વ વિસ્તાર. ૧
પાપ ડોશાનાં જે હતા, તે પણ વર્ણવ્યા તેમ;
બોલ્યો નહિ તેં પુત્રને, વર્ણવ્યું હતું તે જેમ. ૨
તે પાપે થયા પારધી, પુત્ર પિતાને માત;
સ્ત્રી કુટુમ્બને એ નડયું, મળિયા સરવે સાથ. ૩
પણ પુન્ય પૂર્વનાં અતી હતા, તેથી ટળ્યો નહિ સંગ;
સત્પંથનાં પ્રતાપથી પાછો જામ્યો રંગ. ૪
બીજ શુકરવારની, કરતા ધારી નેહ;
મનુષ્ય દેહ તેણે મળી, હતી પદ્ધિ મુખીને જેહ. ૫
મુખીપણાનાં પદની, ગુરુએ રાખી લાજ;
તે પુન્યે મનુષ્ય દેહ છે, તમે પામ્યા છો સૌ આજ. ૬
પૂર્વ પૂન્ય પ્રતાપથી, મળિયા શમ્મસ પીર;
હમને તેણે મોકલ્યા, તમને દેવા ધીર. ૭
હમે તે આવ્યા તેડવા, જ્યાં છે સાચા દેવ;
ફળ મળ્યા એ પૂર્વના, સાચી હતી તમ સેવ. ૮

વાત હરણુની શાંભળી, પુરંધર પામ્યો જ્ઞાન;
પરિવાર સૌ ચેતીયો, રૂડી આવી સાન. ૯
કથા હરણુ કરતો હતો, ત્યાં મળિયા ઝાઝા લોક;
વાચા શુણુવા પશુ તણી, મળતા થોકે થોકે. ૧૦
પૂર્વ પુન્ય જેનાં હતા, લાગ્યો તેને રંગ;
જાવાને તત્પર થયા, પૂરંધર કેરે સંગ. ૧૧
પુરંધર વળતો ઓચરે, કયાં છે પીયુની જાગ;
કેવી રીતે પોંહોંચશું, દેખાડો કાંઇ લાગ. ૧૨
હરણુ ત્યાં તે બોલીયો, એ છે નગ્રહની બાર;
દ્વાર બાહેર નીકળો, છે એક આડી ધાર. ૧૩
પુન્ય ફળ્યા ત્યાં શર્વના, ટળિયા સર્વે દુઃખ;
વિજોગ ટળ્યા ઘણા વર્ષના, પામ્યા દર્શન સુખ. ૧૪
સંઘ સોધયો ગુરુ સ્થાનનો, જાવા શમ્મસ દ્વાર;
સહાય થયા ત્રીભોવન ધણી, જે કરતા ભક્તની સાર.૧૫

---

## પીરનો દરબાર.

---

રાગ રામગરી ચલતીમાં.

---

આવ્યા મળીને સર્વે જન્ન, પીર શમ્મશ કેરે ભોવન્ન. ૧
ફરી દર્શન નિર્મળ થયા, તેના પાપ તે દોદિશ ગયા. ૨

લાગ્યા સત્ગોર કેરે ચ્રણ, ટળ્યું જેથી જનમને મ્રણ. ૩
જ્ઞાન પામ્યા કર્યો સત્સંગ, તેથી લાગ્યો હૃદયમાં રંગ. ૪
લીધો ધર્મ તે ગુરુજી હાથે, ત્યાં ઓળખ્યા ત્રીભોવનનાથે. ૫
ઘણા દિવસ રહ્યા, ગુરુ પાસે, સેવા કર્ત્તા બનીને દાસે. ૬
એમ કરતાં તે માસ છો થયા, એવે વ્રતનાં દિવસ ભયા. ૭
પોસ માસને સુદ બીજ, તિથ શુકરવાર પતીજ. ૮
વ્રત બાર પોહોરનો આવ્યો, સત્યપંથિયે સત્ય શું શાવ્યો. ૯
ધરિયો વ્રત તે સર્વે જન્ન, વ્યાપ્યું આનન્દ અતી મન્ન. ૧૦
હરણ હરણી આવ્યા ત્યાંહે, હતા પારાધીને પીર જ્યાંહે. ૧૧
એ પણ વ્રત રાખીને આવ્યા, ગુરુ ચરણે શિશ નમાવ્યા. ૧૨
પછી વ્રત છોડયો થાવર વારે, પોહોર સવા દિવસ થયો ત્યારે. ૧૩

---

## મૃગોદ્ધાર.

---

થાળ પ્રસાદથી પરવાર્યા, અમ્મર ધામે ત્યાં મૃગ સિધાર્યા. ૧૪
બન્ને હરણી ને એક હરણ, હતા બાલક બે તેને ચ્રણ. ૧૫
તેની ક્રિયા સત્ગોરે કીધી, દવા આશિષ અન્નત દીધી. ૧૬
મૃગ કાજ આવ્યું વિમાન, થયું જગતને ત્યાં સર્વ જાણ. ૧૭
શોભા વિમાનની તો ઘણી, પુરણ થાએ કથા ન તે તણી. ૧૮
દેવ દુત કંઈ ભેળા આવ્યા, અનંત અપ્છરા સંગે લાવ્યા. ૧૯
દુત ધર્મના બોલ્યા તહીં, મૃગ બેશો વિમાને અહીં. ૨૦

મૃગ કુટુમ્બ લઈને સાથ, બેઠા ભજતો નકલંકીનાથ. ૨૧
અરબ રૂપે આવ્યો જે ધણી, ભજતો મૃગ માલા તે તણી.૨૨
શોભે વિમાન પારસ તણું, દીપે હિરા રતનથી ઘણું. ૨૩
આમળ પાછલ અપ્છરા ઘણી, ઘોળ ગાએ ગુરુવર તણી.૨૪
રૂપ સ્વરૂપ ઉગ્યો ભાણ, બોલે બોલી તે અમૃત વાણ. ૨૫
એક હાથમાં છત્રજ ધરે, એક વાએ વિંઝણે કરે. ૨૬
એક ચામર ઢોળે ઉમંગે, સુગંધ અત્તર અરચે અંગે. ૨૭
એક ચંદન મુસ્તકે ધરે, એક ફુલ પાન થાળે ભરે. ૨૮
એક બીડા પાનનાં કરે, એક હાથે સોપારી ધરે. ૨૯
એક પાન બીડા મુખે ધરે, વિમાન એવી વિધે સંચરે. ૩૦
શરીર નુરાની મૃગનાં થયા, મનુષ્ય રૂપ એ દેવની દયા. ૩૧
માથે મુગટ રત્ને જડિયું, એનું ભાગ્ય એણીપેરે ભળિયું. ૩૨
જામાં અતલશ મીશરૂ તણા. માંહે રત્ન જડયા છે ઘણા. ૩૩
કોટે પેહેર્યા એકાવળ હાર, કાને કુંડળ ઝળકે અપાર. ૩૪
કલગી શોભે સાચા મોતી તણી, વધે શોભા અદકેરી ઘણી.૩૫
શોભે મોજડી હિરે જડી, મોતી તણી દીશે ચાખડી. ૩૬
દેવ રૂપ કર્યું મૃગ તણું, માન વધ્યું ભક્તનું ઘણું. ૩૭
એક પુષ્પ મુગટે ભરાએ. એક ચંપે છે તેનાં પાએ. ૩૮
અનેક આદર તેનાં કરે, ગુણ ગાન તેનાં ઓચરે. ૩૯
એક આગળ ઉસવે ધુપ, જો તું સળગાવે તે તો તુપ. ૪૦
જ્ઞાન ધ્યાનનાં ગીતાં ગવાએ, અન્નત આન્નદ ત્યાં વર્તાએ.૪૧
તેને સણુગાર શોભે ઘણા, કરૂ વખાણ શું તે તણા. ૪૨

એક વસ્ત્ર પેહેરાવે સાર, એક પેહેરાવે મોતીની માળ. ૪૩
એક આરશી આગળ ધરે, એક નુરે કચોલા ભરે. ૪૪
અતી લિલા વિમાનજ તણો, શોભા તેની દીશે અતી ઘણી.૪૫
કહુ કથા નાં આવે પાર, એવો વિમાનનો વિસ્તાર. ૪૬
મન વેગે ચાલ્યું વિમાન, દુત અંછરા ગાએ જ્ઞાન. ૪૭
વિમાન ચાલ્યું છે નવ રંગે, દેવલોક થયા ત્યાં ઢંગે. ૪૮
જૂએ શુરિનર વાટો ઘાટ, ધર્મરાયે જુએ છે વાટ. ૪૯
પૂછે દેવ એના કેવા પુન્ય, કંઈ શોભામાં ન રહી નુન્ય. ૫૦
બોલ્યા દુત સુણો સત્ય જાણ, બીજ તણું આ ફળ પ્રમાણ.૫૧
વ્રત બીજ શુકર તણું, હરિ રીઝે છે એથી ઘણું. ૫૨
દેવ હર્ષ્યા તે મનમાં ત્યારે, વ્રત્ર બીજ તે શુકરવારે. ૫૩
પોહોચ્યું વિમાન ધર્મને ઘાટ, જોતા બેઠા હતા દેવ વાટ. ૫૪
આદર ભાવ ભક્તનો કર્યો, આશન બેશવા આગળ ધર્યો. ૫૫
ચિત્ર વિચિત્રને થયું જાણ, પુન્ય પાપ કહો પ્રમાણ. ૫૬
જોયા ચિત્રવિચિત્રે લેખ, પાપ નાનાનો નાવે નેક. ૫૭
ગુરુદ્રોહી અતી એતો થયો, પાય ગુરૂ નાં પરહરી ગયો. ૫૮
ભોળાપણુથી લાગ્યું પાપ, જન્ન હતો સત્યંથી આપ. ૫૯
એવે પાપે પશુએ થયો, મૃગ યોનીયે એતો ગયો. ૬૦
પણ ધર્મ તણું રહ્યું ભાન, સેવ્યો સંતપંથ રાખી જ્ઞાન. ૬૧
બીજ વ્રત ચૂકયો ન લગાર, તે પુન્ય ફળ્યા આ વાર. ૬૨
શમ્મસદીનની લીધી સાખ, પાપ તણી રાખી તેણે ધાક. ૬૩
વ્રત બીજનો છેલ્લો કરીયો, પામી પ્રસાદ ને પછી મરીયો.૬૪

મૃગ વ્રતે છૂટયો જેટલે. એના પ્રાણ ગયા તેટલે. ૬૫
પીર હાથે પીધું એણે નુર, વધ્યું પુન્ય તણું તે પૂર. ૬૬
ઉત્તરક્રિયા પીરે તેની કીધી, સાન મૃગે તે સર્વજ લીધી. ૬૭
ધ્યાન પીર તણો ધરી રહ્યો, એવે જીવ દેહીથી વહ્યો. ૬૮
તેથી મળ્યું તેને વિમાન, પામ્યો પુન્ય તે દેવ સમાન. ૬૯
એવા એના નિકળીયા લેખ, ખોલ્યા ચિત્ર વિચિત્ર છેક. ૭૦
પૂર્વ ભવના હતા જે પાપ, છુટયો બીજ તણે પ્રતાપ. ૭૧
ધર્મરાયે કર્યું સન્માન, થઈ આજ્ઞા બેશો વિમાન. ૭૨
મૃગ લેઈને વિમાન ચાલ્યું, આગળ અમ્મર ધામ તે આવ્યું. ૭૩
જળહળ વરસે ત્યાં નુર, દીસે આનન્દ ત્યાં ભરપૂર. ૭૪
અમ્મર લોક પામ્યો જેટલે, ભળ્યું તેજ તેમાં તેટલે. ૭૫
ત્યાં તો મળિયો છે નુરમાં નુર, એકરૂપ થયું ભરપુર. ૭૬
છુટયો લક્ષ ચોરાસી બંધ, ટળિયા આવા ગવનના છંદ. ૭૭
મૃગ પામ્યો છે ઓદ્ધાર, સાથે કુટુમ્બને પરવાર. ૭૮
પુન્ય બીજ તણા એને ફળિયા, ગુરૂ શમ્મસ જેવા મળિયા. ૭૯
પશુ યોનીમાં મુક્ષજ પામ્યો, બીજ વ્રતે આનંદ જામ્યો. ૮૦
મૃગ પામ્યો તે અમ્મર ધામ, કહું પારાધીના હવે કામ. ૮૧

---

## પારાધીની દશા.

---

### રાગ કાફીની ચાલની સાખી.

પીર શમ્મસ પરવર્યા, મૂકી પારધી પર ગામ;

પ્રચાર કરવા ધર્મનો, કરવા જગતનાં કામ. ૧
તે આશ્રમમાં એ રહ્યો, કુટુમ્બ પારથી જેહ;
સેવા કરતો સત્પંથની પુરણ રાખી નેહ. ૨
પાપ પ્રલય થયા પૂર્વનાં, ઉદય થયા છે પુન;
ત્રીભોવર સ્વામી ત્રુઠીયા, રાખી નહિ કંઈ નુન. ૩
બીજ વ્રત નવ ચુકતો, કરતો રૂડા પેર;
દયા ધરમ શંભાળતો, જરા ન કરતો ફેર. ૪
ક્રોધ અભિમાન જે હતા, ટાળી નાખ્યા છેક;
આચાર સર્વે પાળતો, પૂરણ રાખી નેક. ૫
રોજગાર કરવા લાગીઓ, નિતીથી વેપાર;
સાધન સેહલું ગોતીયું, લુણ તણો તે સાર. ૬
તેમાં ફાવ્યો તે ઘણો, સહાય કરી કિર્તાર;
ધીમે ધીમે તે વધ્યો, મળિયા શમ્મસ સરદાર. ૭
અનેક વેપાર આદર્યા, થઈ ત્યાં લિલા લેહેર;
ધ્યાન ધરમ ના ચુકતો જાણતો જુગનાં ખેલ. ૮
અરથે ગરથે અતી ઘણો, અશ્વ બાંધ્યા ઘેર;
બળધ ગાય અશંખ્ય છે. પાલખી રૂડી પેર. ૯
મદ્ધ ભર્યા માતંગ ઘણા, સેવક દાસી અપાર;
અનંત લિલા ત્યાં મળી, મુખ્ય થયો સરદાર. ૧૦
વેપારીમાં એકલો, જોડો મળે નહિ કોય;
ઓશિયાળા સૌ એહના, સર્વ વેપારી હોય. ૧૧
વળી પદ્વી તેને મળી, નગરશેઠ તણી જે સાર;

પણ માયાથી અળગો, રહતો એ નિર્ધાર. ૧૨
માત પિતા પછી તેહનાં, પળ્યા સ્વર્ગની વાટ;
અમ્મર લિલામાં મળ્યા, બીજ તણે પ્રતાપ. ૧૩
ઘણા કાલ સુખ ભોગવી, કરી અતી આન્નદ;
પુન્ય તણા પ્રતાપથી, બીજ શુકરને દન. ૧૪
ગુરુવારે વ્રત તે રહ્યો, રાતે ગતમાં જાઈ;
પ્રસાદ લીધો પ્રેમથી, મધ્ય રાતની વેળા વાઇ. ૧૫
નિંદ્રા લીધી કંઇ ઘડી, ઉઠયો પાછલે પોહોર;
સ્નાન ધ્યાનમાં લાગીયો, થયો શુકરનો દોર. ૧૬
સત્પંથી સર્વે મળ્યા, કરવાને સત્સંગ;
ચાર પોહોર વિતાડીયા, અદકો વાધ્યો રંગ. ૧૭
કર્યું સ્થાપન દેવનું, મેળો ગતનો થાએ;
પરવારીને પ્રેમથી, બેઠા સર્વે ત્યાંએ. ૧૮
ચાર પોહોર ગુરુવારનાં, શુકરનાં પોહોર ચાર;
રાતે જ્ઞાને જાગીયા, બીજ તણે વેહવાર. ૧૯
જાગ્રણ તે રાતે કર્યું, થઈ જ્ઞાન ગોઠની પેર;
બાર પોહોર પૂરા થયા, અદકી લાગી લેર. ૨૦
થાવર વારનો જ્યાહરે, થયો પૂરણ પ્રભાત,
સત્સંગમાંથી ઉઠીઆ, સ્નાન કરવાને માટ. ૨૧
નિર્વૃત થઈ અન્ય કાર્યથી, ગતે મળ્યા સૌ ત્યાંએ;
દેવ સ્થાપનાં આદરી, પૂર્ણતા વ્રત જયાંએ. ૨૨
વ્રતને ત્યાં પૂરણ કરી, પરવરિયા સૌ જન્ન;

તેવે પારાધી તણો, છૂટયો પ્રાણુથી તન્ન. ૨૩
ધન્ય દિન તે આજનો, ધન્ય ધર્મિ સાર;
ધર્મ તણા પ્રતાપથી, પારધી પામ્યો પાર. ૨૪
અમ્મર લોકથી આવિયો, તેને કાજ વિમાન;
અતી શોભા તેની હતી, જઈ બેઠો ધરતો ધ્યાન. ૨૫
પરઠયો પારધી વિમાનમાં, ચાલ્યું મનને વેગ;
જગત જન્ન સા જોઈ રહ્યા, થયા હતા જે ભેગ. ૨૬
વિમાન શોભા અતી ઘણી, મૃગ કરતાં તે અપાર;
વૃણુન તેનું શું કહું, કહેતાં નાવે પાર. ૨૭
ટૂંકામાં કહું એટલું, એવા વિર્લા હોય;
પૂરણ ભક્તને કારણે આવે છે તે સોય. ૨૮
વિમાન હતું તે માહેલું, શોભા અપરંમપાર;
દુત્ અંચ્છરા અતી ઘણી, નાવે તેનો સુમાર. ૨૯
પારાધીને લેઈને. ગયું ધરમને ધામ;
થયા લેખ ચિત્ર વિચિત્રનાં, થયુ પુરૂં ત્યાં કામ. ૩૦
દેવ સર્વ ટોળે મળ્યા, દર્શન માટે જેહ;
પૂંછવા લાગ્યા પ્રેમથી, દેવ દુત્‌ને તેહ. ૩૧
જન્ન એવા કદી આવતા, હમે એવા નવ જોયે;
કારણુ હમને તે કહો, કેવા પુન્યે તે હોય. ૩૨
એ કારણુથી પુંછીયે, જુગ ઘણેરા જોય;
એવી વિધીએ આવીયા, ગણુત્રીનાં જન્ન કોય. ૩૩

## રાગ ચોપાઈ ચાલમાં ચસતી.

બોલ્યા દુત તે તેણીવાર, તમે શાંભળો દેવ દાતાર. ૧
ધર્મરાજ ને ત્યાં એવું લહ્યું, ચિત્ર વિચિત્રે એવું કહ્યું. ૨
પૂર્વ સત્પંથનો હતો મુખી, થયો હતો ગુરૂ એથી દુઃખી. ૩
તે પાપે પારાધી થયો, તેને સંગ હરણુનો ભયો. ૪
વણુ સમજે વ્રતજ કરીયો, બીજ શુકરવારનો ધરીયો. ૫
પીર શમ્મસનો પ્રશાદ, એને મળીયો પૂરે ભાગ. ૬
બાર પોહોર તે પૂરા કરિયા, તેથી પીર શમ્મસ એને વરિયા. ૭
પછી સેવામા રહ્યો ત્યાંએ, શમ્મસદીન રહેતાતા જયાંએ. ૮
ધરી જીવ દયાની ટેક, પાળ્યું સત્પંથ પૂરે નેક. ૯
વળી મરતાં શમો શુભ મળિયો, બીજ શુકરવારને ભળિયો. ૧૦
વ્રત પૂરો કર્યો રૂડી પેર, શ્રાવર વારે ધણી કરે મેહેર. ૧૧
વ્રત છોડીને દેહને છોડયો, તેના પુન્યે એ પ્રસંગ જોડયો. ૧૨
તેથી પદ્વિ એ તેને મળી, એની વાશનાં ગઈતી ગળી. ૧૩
એવો શમય પામે જન્ન કોઈ, જેની પૂર્વ ગતી રૂડી હોઈ. ૧૪
એવું કહેતાં ચાલ્યું વિમાન, જઈ પોહોંચ્યું અમ્મરને ધામ. ૧૫
મળ્યું નુરમાં તે પ્રકાશ, સત્ગોરે પૂરી તેની આશ. ૧૬
અખંડ નુરમાં તે જઈ ભળિયો, ફેરા ચોરાસી એથી ટળિયો. ૧૭
એવું મહાતમ્ય બીજનું જાણો, વ્રત રૂડે મને પ્રમાણો. ૧૮
કરે વ્રત શુકરવારી બીજ, તેને અમ્મર લોક પતીજ. ૧૯
એવો મહાતમ બીજનો સાર, કહ્યો ઉત્તમ ધારી વિચાર. ૨૦
કથા ચંદ્ર ભાણે જે કહી, તેવી ખાકીએ સાચવી લહી. ૨૧

કહી વિસ્તારી ધરી ખંત, સત્પંથીને આવવા ચંત્ત. ૨૨
બીજ શુકરવારી જે કરશે, આવા ગવન નહિ અવતરશે. ૨૩
શુણે શાંભળે નરને નાર, ટળે આવા ગવન સંસાર. ૨૪
કથા ઉત્તમ પુન્ય પ્રકાશ, હોય શ્રોતાનો સ્વર્ગમાં વાસ. ૨૫
અક્ષર એક સુણે કે ગાએ. તેને તારે શ્રીઅલીરાએ. ૨૬
ખાકી તણી વિનતી શુણજો, એક વાર તે પીરશાહ ભણજો. ૨૭

---

## પૂર્ણતા.

રાગ સાખી.

કથા હુશણુ હરણી તણી. પૂર્ણ કર્યો સંવાદ
શ્રીહુરિ પ્રતાપથી, શ્રીશમ્મસદ્દિનનો નાદ. ૧
ખાકી કરજોડી કહે, સુણજો ધરી ઉમંગ;
સત્પંથ સેવા પાળજો, હળીમળી સૌ સંગ. ૨
ખાકી કહે છે એટલું, પૂરણુ ધરજો મન;
વ્રત તો પૂરો પાળજો, હોય બીજ શુકરને દન. ૩
મહાતમ મોટું બીજનું, કહે ખાકી સમજાયે;
બીજ પુન્ય પ્રતાપથી, પાપ તે સઘળા જાએ. ૪
એક વાર ગત સૌ સામટા, બોલો જયજયકાર;
પીર શમ્મસદ્દીનની, બોલો એકાતાર. ૫

---

# પીર શમ્મસની જય.

---

## ગ્રંથ પૂરણુ.

### પદ ૧. રાગ ગરબી.

વ્રત અમુલો કળજુગ કેરો, બીજ શુક્રવારી આજ આવી.(ટેક)
બાર પોહોર ભેટ સત્ગુરુ સાથે, ઉદય થયા હોય પુન્ય ભારી. વ્રત.૧
ગુરુ વારે ચાર પોહોર પૂરા, જપ તપથી દેહ દે તાવી. વ્રત. ૨
શુક્રવારે આઠ પોહોર કરજે, હોંશ હૈડામાં દે લાવી. વ્રત. ૩
થાવર વારે દેવની થાપની, અંત વ્રતનું અહીં જાયે આવી. વ્રત. ૪
જો હોય સત્યા મુનિવર જમાડો. શાહ શરણે તું ચિત્ત લાવી વ્રત ૫
પીરશાહ પીરશાહ પ્રેમથી ગાજે, વાણી રસીલી તુજ હાથ આવી.વ્રત૬
લક્ષ ચોરાશીનો ફેરો ટળશે, ભૂલવણી નહિ જાએ આવી. વ્રત. ૭
ચારે તે જુગનાં વ્રત છે નોંખા, જુગ વેલા વ્રત એ લાવી. વ્રત. ૮
ખાકી બતાવી દે છે તુજને, હોંશ હૈડામાં એ આવી. વ્રત. ૯

---

### પદ ૨. રાગ ગઝલ કવ્વાલી

હિમ્પુર કે બસૈયા લીજો ખબરિયા, શાહે દિલાવર કુફ્ર શીકન:
શાહે જમન યા ઉક દે પ્રીગન, પીર ઇમામ યા કુફ્રે શીકન.૧
જિને ઇસ્ક મોહોબ્બત તેરી કીયાં, ઉનેહ બેડા હી હશ્રકા પાર કીયા;
કુચ્છ ખોફ ઉસે ન જઝાકા રહા, યા આલે નબી હો કુફ્રે શીકન. ૨
દીનકી ખાતિર તુમહી સદા, દેશ બિદેશમે દીની નીદા;
ગુજકી ભૂમીકો પાક કીયા, ઓલાદે અલીહો કુફ્રે શીકન. ૩
એજાઝ કરામત તુમને બતા, બોહોત મરીઝોં કો દીની શિફા;
બચ્પન્ન હીસે અહેશાન કીયે, નુરે નબીહો કુફ્રે શીકન ૪
પુસ્તેન સબ શરા ફ્રુત્ સેભરી, દુખહી ફાતમ: કેસે સહી;
કુફ્રકી જડકો કાટ દીઇ, તુમ હકકે કરીં હો કુફ્રે શીકન. ૫

આપ હક્કસે સદા યેહ ચાહ્યા કરેં, દીં કે અદુ કીસી જાન રહે;
દુશ્મને ખાકી ઉઝર મેં રહે, યા શાહે વલીહો કુ રૈ શીકન. ૬

## પદ ૩. રાગ ગઝલ.

અશરફ આલમે હસ્તીમેં, અગર ઈઝહાર નાં હોતા;
પીરાનાં પાક બસ્તીમેં અબશ ઝિન્હાર નાં હોતા. ૧
તકાજા શાહ દેહલીકા, મિટાતા કોનફિ જાકર;
નુમાયા નુર બ શ્તીમેં, તેરા ઈઝહાર નાં હોતા. ૨
વસિલા જો ઈમામતકા, બતાતા કોન વાંહ જાકર;
સરાસર હક્ક પર શ્તીમેં, તેરા ઈકરાર નાં હોતા. ૩
ઈમામત કી શિકાયતકા, જતાયા નુરહી જાકર;
મુકર્રર હક્કકી હસ્તીમેં, તેરા ઈઝહાર નાંહોતા. ૪
નથા શાની જલાલતકા, તેરા હમ્સર કરે આકર;
જો માઇલ અયેસી મસ્તીમેં, તેરા ઇઝહાર નાં હોતા. ૫
ઇલમ અશરફકા અયે ખાકી, શના ખ્વાહ હું હુવા આકર;
નરેહતા અયેસી કિસ્તીમેં, તેરા દિહાર કયું હોતા. ૬

## પદ ૪. રાગ ગજલ કવ્વાલી.

દેહલી મેં જાકે વો દાવરે દીં, જબ શાને કરામત બતાને લગે;
મન્જુરે હક્ક જો હિકાયતે દીં. શાહ કો ખુદહી સમ્જાને લગે. ૧
તાજા તકાજા શાહકા હુવા, સુમ્મુલ ખાકર કોઇ મુવા;
સૈયદ મહમ્મદ અશરફે દીં, આપ અપ્ની શરાફત બતાને લગે. ૨

અંબાર હેઝમ કા એક કીયા, આંતશ ઉસ્મે લગાહી દીયા;
તખ્તીએ લોહકા બનાકે નર્ગી, હઝરત કો વોહી બતાને લગે. ૩
ખોફ ન ખાયા એક ઝરા, ઉલ્ફતહીસે કદમ જો ધરા;
શાન જલાલત સે શાફીયેદીં, અવશાફ અપ્ને બતાંને લગે. ૪
કાંપ રહા દરબાર સભી, હાલ ન અયેસા બનાહો કભી;
કાબિલે કુદરત ઓ કામિલે દીં, અપ્ની તરફ વોહ બુલાને લગે. ૫
બૈરાટ મેં વોહી આકર રહ્યા, ખાકીને યેહ હાલ સાફ કહા;
અલ્લાહ આપ ઇમામ એદીં, ઇલ્મ ઇમામત બતાને લગે. ૬

---

## પદ ૫. રાગ પ્રભાત.

ચિત્ત નહિ જેનું હરિ ચરણે, તે જનનીયે શિદ જાયોરે;
મૂરખ મનમાં માતો ફરે છે, મમ સમ નહિ કોઇ ડાહ્યોરે. (ટેક.)
ભવ ભટકણ શિર ભારખણીને, નુગરે જગ જોડયુંરે;
સુદ્ધ વિનાં સુખ કયાંથીરે પામે, નામ વિનાં નભ તોડયુંરે. ચિત્ત. ૧
નર દેહ તે તું શિદને આવ્યો, ખર વાનર કયાં થોડુંરે;
સ્વાન સમો શું સેજે ફરે છે, નુગરા નામ તેં બોળ્યુંરે. ચિત્ત ૨
પ્રેત સમો સંસારમાં ડોલે, ભૂત થઈ ભવ ભમ્તોરે;
જ્ઞાન ગુરુવિણુ કયાથીરે મળશે, અભાગિયા અંધ ઉંઘોરે. ચિત્ત. ૩
કાંતો તુજને જનનીયે જાયો, બ્રિજ બીજાનું લીધુંરે;
નફ્ફટ હરામી જોને વિચારી, કારજ તેં કેવું કીધુંરે. ચિત્ત. ૪
શ્વાન સમી વાણી છે તારી, વ્યાળ સમી વિષ વેલીરે;
કહે ખાકી તું જોને આ જુગમાં, કોણ થાશે તુજ બેલીરે. ચિત્ત. ૫

---

# સત્પંથનાં હમારે ત્યાં મળતાં પુસ્તકોની યાદી.

| નામ. | કીંમત. | પોસ્ટ ખરચ. |
|---|---|---|
| ભાભારામ સુબોધ. | રૂ. ૧-૪-૦ | રૂ. ૦-૨-૦ |
| સત્યનું સોધન પાકો પુંઠો. | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ,, કાચો પુંઠો. | ૦-૪-૦ | ૦-૦-૬ |
| નાયાકાકાનો સંવાદ. | ૦-૫-૦ | ૦-૦-૬ |
| મોક્ષદ્વાર. | ૦-૫-૦ | ૦-૦-૬ |
| સંતવાણી. | ૦-૩-૦ | ૦-૦-૬ |
| શ્રીઈમામશાહ બાવાનાં પરછા. | ૦-૩-૦ | ૦-૦-૬ |
| મૃગોદ્ધાર. | ૦-૬-૦ | ૦-૦-૬ |
| ભક્તની સોધ. | ૦-૩-૦ | ૦-૦-૬ |

ઉપર લખેલા પુસ્તકો હાલ તૈયાર છે. ને તે મંગાવનારને પોસ્ટ ખરચ તેને શિર રાખી મોકલવામાં આવે છે. ને પોસ્ટ ખરચ ઉપર બતાવ્યા સિવાય વિ૦ પી૦ થી જે મોકલાય છે, તેનું ખરચ રૂ. ૦)- થી તે રૂ. ૫) સુધી, એક આનો વધારે પડે છે. તેમ બુક પોસ્ટથી મંગાવનારને, રજીસ્ટ્રર ખરચ ત્રણ આના વધારે પડે છે. તેથી પેહેલાં પૈસા મોકલનારે પોસ્ટ ખરચ ઉપરાંત ત્રણ આના રજીસ્ટ્રર નાં વધારે મોકલવા.

યા અલીમદદ.

---

# એક અગત્યની સૂચના.

'સત્પંથ ચેતામણી' નામનાં ગ્રંથમાં સત્પંથનાં ગુણોનાં વિસ્તાર સાથે ઉત્તમ રાગ રાગણીમાં વર્ણન કરેલું છે. તેમ ઉપયોગી સૂચનાઓ પણ જરૂરી જે હમ્મેશા કામ લાગે તેવી નો સમાવેશ તેમાં કરેલો છે, સત્ગોરની શિખામણોનો પૂર્ણ અર્થ ખુલાસાથી દેખાડયો છે. તેથી અવ્યશ દરેક સત્પંથીને વાંચવા જોગ છે, તેમ દરેકને પોતાને તથા કુટુમ્બને સત્પંથથી ભોમિયા કરવા સારૂ એક એક પુસ્તક દરેક ઘરમાં રાખવા લાયક, તેમ જરૂરી છે. જેથી કુટુમ્બ ધર્મથી પાવરધો થઈ શાન્તીએ જીવન ગાળતાં શિખશે, અને સર્વને સુખની પ્રાપ્તીનો માર્ગ મળશે. તે પુસતક હમોએ ઘણા વખતથી લખી તૈયાર કરેલું છે, પણ તેના ૫૦૦) ગ્રાહક થયેથી છપાવીશું. કારણ એ છે કે, પુસ્તક મોટા કદનુ બની ગએલ હોથી ખર્ચ તેનુ ઘણું આવે છે. તેમાં ૫૦૦) કોપી છપાવતાં ખરચની લાગટ એક એક પુસ્તકે વધી જવાથી મોંઘો થઇ જાએ છે, તો ૧૦૦૦) કોપી સામટી છપાવતાં ખરચમાં ફેર પડવાથી રૂ. ૧ાા માં આપી શકાએ તેવો જોગ મેળવવા ૫૦૦) ગ્રાહકની માંગણી

કરવી પડી છે. તેમાં સત્પંથિયો અવશ્ય મદદગાર થઈ માગેલા ગ્રાહકો મેળવી આપવા પ્રયત્ન કરશે ! જેથી એક અમુલ્ય પુસ્તકને। લાભ લેવા દરેક સત્પંથી ભાગ્યશાળી થશે. ગ્રાહકોની સંખ્યા આજ સુધી હમારી પાસે ૧૧૧) ની થઈ છે. હજુ બાકી ૪૦૦) ની જરૂર છે. તેમાં ગ્રહસ્થ લોકો કાંઈ ધર્મને મદદ કરવા હિમ્મત કરી, મોટો ફાળો ગ્રાહકોને। કે, બુકોને। લેશે ? એવી આશા છે. જે ગ્રહસ્થ એ બુકમાં જેવી રીતે મદદ કરશે, તેવીજ રીતે આ પુસ્તકની પાછળ તેનું નામ અમ્મર કરવામાં આવશે. ને તેવીજ નોંધ તેનાં નામ સાથે લખાશે અગાઉ થનાર ગ્રાહકોનાં નામો પણ પુસ્તકની પાછળ નોંધવામાં આવશે. અગાઉથી થનાર ગ્રાહકો પાસેથી કીંમત ફક્ત રૂ. ૧ાા લેવામાં આવશે. ને પાછળથી ખરીદનાર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે.

કોઈ ગ્રહસ્થ કોઇની આત્માનાં પુન્ય અર્થે સામટી આ બુકની ૫૦૦) કોપી ખરીદશે, અગર ધર્માદા વેંહચાવશે તો, તેને તેનાં સવડની સર્વ ગોઠવણ કરી આપવામાં આવશે. ને કીમતમાં પણ ઘણો ફાયદો કરી આપવામાં આવશે. હાલ એજ પોસ્ટ ખરચ લેનારને શિર છે.

લી૦ સુભેચ્છક,

**સૈયદ બાવાસાહેબ અહમદઅલી.**

મુ૦ પીરાણા, પોસ્ટ ગીરમથા.

ડી૦ અહમદાબાદ.

# જાહેર ખબર.

---

સર્વ સત્પંથી વિરોને સૂચનાં કરવામાં આવે છે કે, આજના સુધારાનાં કાળમાં કેટલાક અજ્ઞાની નર મૂંઢા, સત્પંથનાં જ્ઞાનના રહસ્યથી અજ્ઞાન રહેવાના ઉછાછલા ભાવો ઉત્તપન્ન કરી લેઈ, સુધારાનાં મોહમાં પડી, સત્પંથથી વિમુખ થઈ જાએ છે. તેમ કેટલાક સુધારાની આશામાં ગોથાં ખાયે છે, પણ ધર્મનાં પ્રેમથી કાંઈ નવું જૂનું કરતા અચકાયે છે; પણ મન તેઓનાં ડગમગતા રહે છે. એ સર્વનું મૂળ કારણ શું છે ? સત્પંથના રહસ્યથી અજ્ઞાન રહેવા પણુંજ છે. તો તે અજ્ઞાનતાને દૂર કરવાનો પ્રથમ ઉપાએ સત્પંથનાં સાહિત્યને સરળ કરી, તેનો વધારો કરવો જોઈએ. જેથી સર્વ સજ્જનો તેનો લાભ લેઈ, સત્ય માર્ગનાં ભોમિયા બની, સુધારો કરતાં ભૂલવણીમાં પડે નહિ, ને સત્ય રસ્તે સુધારો કરતાં શિખી, ધર્મ ઉપર દ્રઢ ભાવવાળા બને તેથી સત્પંથનાં સાહિત્યના કાર્યમાં મદદ કરશો.

સુધારાનાં હિતેચ્છુઓને પણ જાણવું જોઇએ કે, પોતે પણ આળસ દૂર કરી, પવિત્ર ક્રિયાઓ પાળતા બનવું, આચાર વિચારનો ભંગ થવા દેવો નહિ; ને જેઓ ક્રિયા

આચારમાં આળશ કરે, તેવા જનોને શાન્તીએ સત્ય બોધ દેઈ સત્ય માર્ગે પ્રેરવા. ઉછાછલા બની ઓડનું ચોડ વેતરવું નહિ. શાન્તીએ આદરેલું કામ ઉત્તમતાને પામે છે.

બીજી વાત એ છે કે, સંપ્રદાયમાં જે અજ્ઞાનતાએ, ક્રિયા આચારના નિયમો લોપાઈ ગયા છે. ને કાહેરતા પેશી ગઈ છે; તે દૂર કરવાનો પ્રબંધ કરવો. બીક અને અન્ય લોકોની લાજ વિવેકે સમજવી કે, તે ધર્મને આડે આવે નહિ. અન્ય ધર્મિઓ પોતાનાં ધર્મને વગર બીકે સંતાડતા નથી, તેનું કારણ એ છે કે, તેઓ પૂરણ પોતાનાં ધર્મથી ભોમિયા છે, તેમ તમો પણ તમારા ધર્મથી ભોમિયા બનો, ને ધર્મને સત્ય રીતે પ્રચારમાં રાખી, સંતાઓ નહિ, ધર્મનાં ભોમિયા થવા ઈચ્છતા હોતો હમારા સત્પંથનાં પ્રગટ કરેલા પુસ્તકો ખરીદો, વાંચો, અને તેનો ફેલાવો કરવા પ્રયતન કરો. જેથી ધાર્યું કરવા ભાગ્યશાળી થશો એજ.

લી૦ સુબેચ્છક,

‘ ખાકી. ’



# સમજ હોય તો સૂધારો.

સત્પંથનાં સત્યગોરની વાણીનાં શાસ્ત્રો, અજ્ઞાન લહિયાઓના હાથે લખાએલ હોવાથી શુદ્ધ અર્થનો અપભ્રંશ થઈ ગએલો છે, તેમ થતો જાએ છે તેને

અન્ય સત્પંથી શાખાવાળા એજ શાસ્ત્રો ગુજરાતીમાં છપાવે છે, તેમાં પણ મતભેદ રાખતા હોવાથી અસલપણું પૂરે પૂરૂં રહેવા પામતું નથી તેને.

અન્ય ધર્મિઓ પણ પ્રથમ ગુજરાતીમાં શાસ્ત્રો છાપી ચૂક્યા છે, પણ તેઓ સત્પંથથી વિમુખ નિવર્તેલ હોવાથી, ને જ્ઞાનપર ભાવ ન ધરાવતા હોવાથી ઘણુંજ ભેદ નાખી દઈ; પોતાના જેવા પુસ્તકો છાપી કાઢયા છે, તેને.

લી૦ સુભેચ્છક,

સૈયદ બી૦ એ૦ ખાકી.

'પીરાણા'